# અમારાં પ્રકાશનો

નવલકથા

| | | |
|---|---|---|
| વનવાસ | સોપાન | ૪-૮-૦ |
| ફૂટેલાં સુવર્ણપાત્રો | ,, | ૪-૮-૦ |
| ચીરકુમાર સભા | રવીન્દ્રનાથ ટાગોર | ૪-૦-૦ |
| પ્રિયબાંધવી | પ્રબોધ સાન્યાલ | ૩-૦-૦ |
| વ્યાજનો વારસ | ચુનીલાલ મડિયા | ૪-૪-૦ |
| અપર મા | અનુ. પ્રશાંત | ૩-૮-૦ |
| માનવી | ઐયુબખાન ખલીલ | ૨-૪-૦ |
| મીનાક્ષી | રમણલાલ સોની | ૧-૧-૦ |
| રિસામણાં | ભૂપેન્દ્રનાથ રાયચૌધરી | ૨-૪-૦ |
| વિજ્ઞાનબાણુ | એચ. જી. વેલ્સ | ૨-૧૨-૦ |
| જ્યોતિરક્ષા | રમણીકલાલ દલાલ | ૨-૮-૦ |
| જી જી જી | ઉગ્ર | ૧-૮-૦ |
| પ્રેમપત્રો | ,, | ૧-૦-૦ |
| અધૂરા ફેરા | પ્રહ્લલાદ બ્રહ્મભટ્ટ | ૨-૪-૦ |
| પ્રાયશ્ચિત ભાગ ૧ લો | સોપાન | ૩-૮-૦ |
| ,, ,, ૨ જો | ,, | ૩-૮-૦ |
| અખંડ જ્યોત | સોપાન | ૨-૮-૦ |

વાર્તાસંગ્રહ

| | | |
|---|---|---|
| વાર્તામાળા | રવીન્દ્રનાથ ટાગોર | ૪-૦-૦ |
| ગિરિમાળા | ,, | ૪-૪-૦ |
| માટીના ચૂલા | કાન્તિલાલ પરીખ | ૧-૧૨-૦ |
| બળતાં પાણી | પ્રશાંત | ૩-૪-૦ |
| પ્રો. ફડકેની વાતો | પ્રો. બિપિન ઝવેરી | ૨-૪-૦ |
| વિદાય | સોપાન | ૨-૮-૦ |
| માલિની | કરસન માણેક | ૨-૮-૦ |
| ઝાંઝવાંનાં જળ | સોપાન | ૨-૮-૦ |
| છેલ્લો પ્રયોગ | ,, | ૩-૦-૦ |

જીવન સાહિત્ય મંદિર

૪૦૪, કાલબાદેવીરોડ, . . . મુંબઈ ૨
ગાંધીરોડ . . . . . અમદાવાદ

રાગ અને ત્યાગની અથડામણ બતાવતી
સાધુ અને સુન્દરીની પરિકથા સમી પ્રેમકથા

# મીનાક્ષી

•

: અનુવાદક :

રમણલાલ સોની

•

'આ વાર્તા કલાનો ટુકડો નથી, પણ સંપૂર્ણ કલામય ચીજ છે.'
—વિખ્યાત અંગ્રેજ વિવેચક.




મુખ્ય વિક્રેતા

સંદેશ પુસ્તક ભંડાર

બૂકસેલર્સ :: પબ્લિશર્સ

ગાંધી રોડ :: :: અમદાવાદ

સ્નેહી ભાઈ

શ્રી બાલકૃષ્ણ ગોરધનદાસ ધોળકિયા

બી. ઈ. (સિવિલ); એ. એમ. આઇ. ઈ.

ને



# આ વાર્તા વિષે

'મીનાક્ષી' એક અતિ પ્રસિદ્ધ ફ્રેન્ચ લેખકની ઉત્તમ વાર્તાનું મૂળને સંપૂર્ણતઃ વફાદાર રહીને કરેલું, રૂપાન્તર છે.

એ ફ્રેન્ચ લેખકનું નામ થિયોફાઇલ ગોશિયાં. કિશોર વયમાં એની ઉમેદ ચિત્રકાર થવાની હતી, એ માટે તે મથતો પણ હતો. એટલામાં વિક્ટર હ્યુગોના એક નાટક ઉપર છાપાંમાં ગરમાગરમ ચર્ચાઓ થતી વાંચીને એણે સાહિત્યકાર થવાનો નિર્ણય કર્યો. 'તરૂણ ફ્રાન્સ' નામના સાહિત્યકારોના મંડળમાં એ જોડાયો. એ મંડળ 'કલાની ખાતર કલા'નું હિમાયતી હતું.

ગોશિયાંની હાલત ગરીબ હતી, આજીવિકા માટે તે છાપાંમાં લેખો લખતો. એમ કરતાં એણે પોતાની અનોખી શૈલી ઊભી કરી હતી.

એણે અસંખ્ય ગ્રંથો લખેલા છે. તે તમામમાં કલાકાર તરીકે તેણે નામના મેળવી છે. તે કહેતો કે પ્રત્યક્ષ જગતને

જે સાચું માને તે કલાકાર. એનામાં સૌન્દર્યની દૃષ્ટિ છે, ભર્યો ભર્યો શબ્દભંડાર છે, ભવ્ય અને નાજુક શૈલિ છે, ઊંડી સહાનુભૂતિ છે, અને શિલ્પી તથા ચિત્રકારનું કૌશલ્ય છે.

'મીનાક્ષી'ના મૂળ ફ્રેન્ચ ગ્રંથનું નામ La Morte Amoureuse છે. તેનો અંગ્રેજી અનુવાદ The Beautiful Vampire નામે થયેલો છે. ગોશિયાંએ આ ગ્રંથ માત્ર પચીસ વર્ષની વયે લખેલો, પણ તેની સર્વોત્તમ રચનાઓમાં તેની ગણના થાય છે. ઓક્સફર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર ગસ્તાવ રડલર આ ગ્રંથ વિષે લખે છે કે 'સાધુ અને સુન્દરીની આ પ્રેમકથા પરિકથા જેવી લાગે છે; એનું વાતાવરણ ઈટલિને બદલે પૂર્વના દેશને વધારે અનુકૂળ છે.'

'રૂપાન્તરમાં વાર્તાની માંડણી ઈટલિને બદલે હિંદમાં–પૂર્વના દેશમાં કરવામાં આવી છે એ કેટલું ઉચિત છે તે આ પરથી સમજાશે.

'આ વાર્તામાં સ્વપ્ન–સવારીઓ આવે છે, પ્રેતોની દુનિયા પણ આવે છે; ગોશિયાંએ એમાં ઊડીને આંખે વળગે એવા રંગો પૂર્યા છે, ચમત્કાર નકશી કરી છે, ભાષાની સુકુમારતા અને ભભક બરાબર દેખાડી છે, લાગણીઓ ને વાસનાઓ જોરદાર રીતે વ્યક્ત કરી છે—પણ આ એની વિશેષતા નથી. એની વિશેષતા છે એ બધાં ઉપકરણોનો ચોક્કસ હેતુપૂર્વક ઉપયોગ કરવામાં, મનુષ્યજીવનની સાથે જોડી એને સાર્થ કરવામાં. આમ કરીને, એ ભૂત અને ભવિષ્યને જોડે છે, માનવજીવન અને માનવહૃદયની વાસ્તવતાની સાથે અતિ નિરંકુશ

ગગનવિહારનો મેળ મેળવે છે. આદિથી અંત સુધી વાર્તામાં કોઈ નિશ્ચિત ધ્યેય તરફ સતત ખેંચાણ રહ્યા જ કરે છે.

'એક બાજુ યૌવન અને સૌન્દર્ય છે, બીજી બાજુ સંન્યાસ છે. રાગ અને ત્યાગની અથડામણની આ પ્રતીક કથા છે. કેવળ યુરોપસ્થાને નહિ, પણ સમસ્ત જીવનને તે લાગુ પડે છે.

'સો સવાસો વર્ષ પહેલાં યુરોપમાં જીગરખોર (vampire)ને લગતું સાહિત્ય પ્રગટ થવા માંડેલું. એવી એક વાર્તા પ્રખ્યાત અંગ્રેજ કવિ બાયરનને નામે ચડી ગઈ હતી, અને ફ્રાન્સમાં એ વાર્તાએ બાયરનને ખૂબ જ પ્રખ્યાત કરી દીધેલો. એટલે સુધી કે પાછળથી જાહેર થયું કે એ બાયરને લખી નથી, છતાં પણ બાયરનના અનુવાદકે લોકોના અતિશય આગ્રહને વશ થઈને બાયરનની રચનાવલિમાં એને સ્થાન આપેલું!

'જીગરખોરની માન્યતા આવી હતી. અદમ્ય દુન્યવી વાસનાવાળો મરનારનો પ્રેમાત્મા કોઈ ઊંઘતા માણસનું લોહી ચૂસી પોતાના દટાયેલા સ્થૂળ શરીરને રાખ થઈ જતું અટકાવવાની કોશીશ કરે છે. આવું થતું અટકાવવા એની કબર તોડવામાં આવતી, ને મડદાનું માથું કાપી નાખવામાં આવતું, કે હૃદયને ભાલાથી વીંધી નાખવામાં આવતું. પછી એ શરીરને બાળી નાખી, રાખ પવનમાં ઉડાડી મેલવામાં આવતી.

'ગોટિયરે આ માન્યતાનો કુશળતાપૂર્વક ઉપયોગ કર્યો છે. તેણે વાસનાનું અદમ્ય જોર તથા પાપનું પરિબળ બતાવ્યું છે, પણ એની મીનાક્ષી સંપૂર્ણતઃ નારી છે. એનામાં જીગરખોરનું તત્ત્વ નહિ જેવું છે; એનામાં વાસનાની સાથે કોમળ

સ્નેહ છે, પાપની સાથે નિર્દોષતા છે. આને લીધે વાર્તા હીણી હલકી વાત બનવાને બદલે સુકોમળ, સુંદર રચના બની જાય છે.

'વાર્તાના નાયક તરીકે ભિક્ષુની પસંદગી કરવામાં ગોશિયાંએ ડહાપણ વાપર્યું છે. એના હૃદયમાં વાસના સામે યુદ્ધ ચાલે છે, ને છેવટે એ વિજયી બને છે. એ હકીકતથી વાચકના મન ઉપર જેવી અસર થાય છે તેવી, તેની જગાએ કોઈ સાધારણ માણસ હોત તો ન થાત.

'આ વાર્તા ગોશિયાંનું ચમત્કારિક ગદ્યકાવ્ય છે. એ કલાનો ટુકડો નથી, પણ સંપૂર્ણ કલામય ચીજ છે; ભૂગરખોરની કલ્પનાથી હાડોહાડ કંપવાની તાકાત જો હજી લોકોમાં રહી હશે તો વાર્તાનો જાદુ તેમનાથી અછતો નહિ રહે.'

મોડાસા, ૧૧-૧-૧૯૪૫ અનુવાદક.

# મીનાક્ષી

'હા, ભાઈ, હું યે એકવાર પ્રેમમાં પડયો હતો

મારી વાત બહુ વિચિત્ર અને ભયાનક છે. આજે હું છાસઠ વર્ષનો થયો, પણ મારી જીંદગીનાં એ વીત્યાં વર્ષોને યાદ કરતાં હું ધ્રૂજી ઊઠું છું; એ સ્મૃતિઓ મારા રોમેરોમને ભીષણ આગથી દઝાડે છે.

તમે યે કોઈ દુ:ખી લાગો છો; એટલે તમને હું મારી વાત કહીશ. કદાચ મારી વીતક વાત સાંભળી તમારું દુ:ખ હળવું થાય, એ જ એક આશાએ હું તમને મારી વાત કહું છું, બાકી બીજાઓની આગળ તો હું એક હરફે ન ઉચ્ચારૂં.

મારા જીવનમાં આવું બનશે એવી તો મને કદી કલ્પનાયે નહોતી. અને ઘટના એવી અદ્ભુત છે કે એ ખરેખરી બની ગઈ છે, તો યે હજી મારું મન એ માનવાની ના પાડે છે.

પૂરાં ત્રણ વર્ષ સુધી હું એનો ભોગ બન્યો હતો—ત્રણ વર્ષ સુધી હું યાતનાથી પીડાયો હતો. હું ગામડા ગામનો રહેનારો, કુટુંબના સારા સંસ્કારે ભિક્ષુ બન્યો. ભિક્ષુ તો બન્યો, પણ રાતોની રાતો મેં નરકની જીંદગી ભોગવી છે. માત્ર એક વાર સ્ત્રી ઉપર નજર કરી—અને એ નજરે મારા આત્માને હિમાલયની ટોચેથી પાતાળમાં લાવી પછાડયો. એ પછડાટનો ભયંકર આઘાત યાદ આવતાં આજે મારા એકેએક હાડમાં અકલ્પ્ય કળતર થાય છે.

પણ અંતે હું બચી ગયો, ભગવાનની દયાથી, પૂર્વજન્મનાં પુણ્યથી, છેવટે હું મુક્ત બની શકયો ! બાકી એ ભયંકર દિવસોમાં હું બેવડું જીવન જીવતો હતો: દિવસે હું ભિક્ષુ હતો, ભગવાનનો દાસ હતો; પળે પળે મારાં ધાર્મિક કર્તવ્યોમાં, અભ્યાસક્રમમાં ને પ્રાર્થનામાં રત રહેતો હતો. પણ રાતે ?—રાતે જ્યાં આંખનાં પોપચાં ઢાળ્યાં કે તરત, હું છબીલો રાજકુંવર

બની જતો, અને નાચગાન—જુગારની મોજમજામાં પાગલ બની ઘૂમતો. સવારે જ્યારે જાગતો ત્યારે મને મારી ભિક્ષુ તરીકેની જીંદગી કેવળ એક સ્વપ્ન જેવી લાગતી.

એ મારા રાત્રિવિહારોની કેટલીક ઘટનાઓ અને કેટલાક શબ્દો તો મારા મનમાં એવાં ચોંટી ગયાં છે કે હું હરગીઝ તેને દૂર કરી શકતો નથી. મને આવી વાતો કહેતો સાંભળીને, કોઈને સહેજે એવું લાગે કે હું દુનિયાનો ખાઈબદેલો માણસ છું, અને દુનિયાદારીના ગળાબૂડ અનુભવો લીધા પછી થાકીને ભિક્ષુ બન્યો છું; પણ ખરી વાત સાવ જુદી છે. દુનિયાનો મને કશોય અનુભવ નહોતો. મારી બાળવયથી જ હું મઠમાં ઉછર્યો હતો—ત્યાં જ ભણ્યોગણ્યો હતો, અને ત્યાં જ રાજીખુશીથી ભિક્ષુધર્મનો દીક્ષિત બન્યો હતો. મઠની હદ છોડી કદી પણ હું ક્યાંય ગયો નથી. નગરના કોલાહલથી દૂર, વનમાં, એકાંતમાં જ મેં આટલાં વર્ષો ગાળ્યાં છે.

છતાં હું કહું છું કે હું પ્રેમમાં પડી ગયો હતો; અને દુનિયામાં કોઈ મારા જેટલું પ્રેમમાં પાગલ નહિ બન્યું હોય. પ્રેમનો એવો પ્રચંડ આવેગ હું અનુભવતો કે

એના જુસ્સાથી મારું હૃદય કેમ ફાટી ગયું નહિ તેની મને નવાઈ લાગે છે. કેવી એ રાતો ! એ રાતો !

બાળપણથી જ મને ભિક્ષુ જીવનનો મોહ હતો. આંગણે આવતા ભિક્ષુઓને હું ઉલ્લાસથી ફાટી આંખે જોઈ રહેતો, તેમને ખાવાનું આપતો, પાણી પાતો, તેમની સાથે ગેલ કરતો, ને કેટલીક વાર તો તેમના ખભા પર ચડી જતો. એકવાર એક ભિક્ષુનું ભિક્ષાપાત્ર લઈ મેં મારા જ ઘરમાં ભિક્ષાની ટહેલ નાંખેલી. એ જોઈ મારા માતાપિતા પળેક હસ્યાં, પણ પછી તરત ગંભીર બની ગયાં. ત્યાર પછી તેમણે એ ભિક્ષુની સાથે કંઈક મસલત કરી, મસલતને અંતે ભિક્ષુએ મને પૂછ્યું: 'આવવું છે મારી સાથે?' મેં હા કહી. કારણ, હું આગળ કહી ગયો તેમ, મને ભિક્ષુજીવન ખૂબ જ ગમતું હતું. મારાં માબાપે તે દિવસે મને ભિક્ષુના હાથમાં સોંપ્યો. હું મઠમાં આવી રહ્યો.

મઠમાં જુદા જુદા આચાર્યો પાસે હું ધર્મનાં રહસ્યો શીખવા જતો. થોડા વખતમાં હું ઘણું શીખી ગયો.

મારો અભ્યાસ પૂરો થયા પછી આચાર્યોએ મને પૂછ્યું કે હવે તારી શી ઈચ્છા છે? સંસારમાં જવું છે કે ભિક્ષુજીવન સ્વીકારવું છે? જવાબ દેવા માટે

મને એ અઠવાડિયાં વિચાર કરવાનો સમય આપવામાં આવ્યો, પણ મારે સમયને શું કરવો હતો ? મેં તો ભિક્ષુજીવનનો નિર્ણય કરેલો જ હતો.

ગુરુએ મને અને બીજા છ જણને ભિક્ષુધર્મની દીક્ષા આપવાનો દિવસ નક્કી કર્યો: વૈશાખી પૂર્ણિમા ને શુક્રવાર ! કેવો ભવ્ય દિવસ ! એ જ દિવસે ભગવાન શાક્યનાથ બુદ્ધ બન્યા ! એ જ એમનો જન્મ દિવસ અને એ જ એમની પુણ્ય તિથિ ! મારા જીવનનો પણ એ જ મહાન દિવસ હતો. હું મનમાં મનમાં ગર્વ અનુભવતો હતો. આજે મને થાય છે કે, દીક્ષા પછીની એ ભયંકર યાતના અને નરકમાંથી હું ત્રણ વર્ષે જતે પણ સલામત બચી ગયો એમાં એ મહાન દિવસનો પણ મહિમા છે. હું માનું છું કે મને એ દિવસે ભગવાનના અદૃશ્ય આશીર્વાદની રોશની મળી હતી; અને એ રોશનીએ જ મને ત્રણ વર્ષના સૂચિભેદ્ય અંધકારમાંથી ઉગાર્યો હતો.

હું કહેતો હતો કે મને દુનિયાદારીનો અનુભવ નહોતો. હું કદી સમાજમાં ગયો જ નહોતો. મારી દુનિયા મારા મઠમાં અને શાળામાં સમાઈ જતી હતી. સ્ત્રી નામે કોઈક છે એટલું મને ઝાંખું ઝાંખું જ્ઞાન હતું, બાકી તેને વિષે મેં કદી વિચાર કર્યો નહોતો. હું બિલકુલ નિર્દોષ હતો. વરસમાં માત્ર બે જ વખત

હું મારી વૃદ્ધ અપંગ માતાને મળતો હતો; બાહ્ય જગત સાથેનો મારો સંબંધ માત્ર એટલો જ હતો.

એટલે ભિક્ષુજીવન અંગીકાર કરવા વિષે મારા મનમાં લેશ માત્રે થડકાટ નહોતો, ભય નહોતો, શંકા નહોતી, કલેશ નહોતો. એ ભવ્ય ઘડીની તો હું આનંદ અને ઉલ્લાસથી રાહ જોતો હતો. ઊલટું, તે માટે અધીરો બની ગયો હતો. લગ્નની ઘડીની પણ કોઈ તરુણે આટલી અધીરાઈ નહિ અનુભવી હોય. મારું મન એના વિચારોમાં એવું તરબોળ બની ગયું હતું કે મારી ઊંઘ ઊડી ગઈ હતી; અને દીક્ષા વિધિનાં મને સ્વપ્નાં આવ્યાં કરતાં હતાં. ભિક્ષુજીવન એ મારી મોટામાં મોટી અભિલાષા હતી, એની આગળ ચક્રવર્તી-પદ કે કવિપદ પણ મને તુચ્છ—અતિ તુચ્છ લાગતું હતું.

આ હું એટલા માટે તમને કહી રહ્યો છું કે આવા માણસના જીવનમાં આવી ઘટના બને એ કેટલું બધું અસંભવિત છે ! અને છતાં એ બની છે, તો મને તેનો ભોગ બનાવનારું એ આકર્ષણ કેટલું પ્રચંડ હશે તેનો તમને આ પરથી કંઈક ખ્યાલ આવશે.

વૈશાખી પૂર્ણિમાનું પ્રભાત ઊગ્યું. હું એટલો વહેલો ઊઠયો—ખરું પૂછો તો હું એક પળ પણ ઊંઘ્યો જ નથી—કે કૂકડાનેયે મેં જગાડયો કહું તો

ચાલે. મારું હૃદય એવું હલકું ફૂલ હતું કે જાણે મને પાંખો ઊગી હોય અને હું હવામાં ઊડતો હોઉં એવું મને લાગતું હતું. મને થયું કે હું હવે આ પૃથ્વી પરનો પામર માનવી નથી, પણ સ્વર્ગલોકનો દેવ છું. મારા છ સાથીદારોનાં મુખ ગંભીર હતાં; તે જોઈ મને નવાઈ લાગી. શા સારૂ એ લોકોને ભિક્ષુ જીવનનો ભાર લાગતો હશે તે મને સમજાતું નહોતું. શું એમણે આખી રાત મારી પેઠે પ્રાર્થનામાં નહિ ગાળી હોય, અને એથી કરીને એમને પરમ સુખ અને શાંતિનો અનુભવ નહિ થયો હોય? શું મારી પેઠે એમને ગુરુજીના પ્રશાંત મુખારવિંદની પ્રતિકૃતિ નહિ દેખાઈ હોય, અને એ જોઈ અંતરમાં પરમાત્માનાં દર્શનની શ્રદ્ધા નહિ જન્મી હોય? શું એમનો આત્મા આ પહાડના આગારમાંથી ઊડીને સ્વર્ગલોકની હવાને નહિ સ્પર્શી આવ્યો હોય?

મારું મન ગર્વ અનુભવતું હતું કે કાચલું ફોડીને આજે હું મુક્ત બનું છું; દુનિયાનો ગુલામ મટી આજે હું દુનિયાનો બાદશાહ બનું છું; ભૂતકાળમાં થઈ ગયેલાને ભવિષ્યકાળમાં થનારા અનેક તેજસ્વી તપોબળીઆઓના મંડળમાં મારું નામ નોંધાવું છું. મારા આત્માની આજે સંવત્સરી છે, મારો આજે નવો જન્મ છે, મારી મોટામાં મોટી મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિના

શિખર ઉપર જાણે હું પગ માંડતો હોઉં તેમ મારું હૈયું હર્ષથી છલકતું હતું.

વિશાળ ચૈત્યાગારમાં દીક્ષાવિધિ થઈ. ચૈત્યની ચારે તરફ દીપમાળ ઝગમગતી હતી, ફૂલોની સુગંધથી હવા એવી અલસ બની ગઈ હતી કે જાણે એ ત્યાં જ ઠરી જવા માગતી હોય એમ લાગતું હતું. વિશાળ થંભો આગળ કષાય વસ્ત્રો ધારણ કરીને ભિક્ષુઓ ઊભા હતા. અમે સાતે જણ વચમાં ઊભા હતા. દરેકના હાથમાં અકેક કમળફૂલ હતું.

માણસ કેવો પામર છે! એ માનતો હોય કે હું વિજયની ટોચે ઊભો છું ત્યારે તેના પગ નીચેની સરકતી ધરતીનું તેને ભાન હોતું નથી! એ મદથી છાતી કહાડી ચાલતો હોય ત્યારે એક નજીવો પથ્થર એને ઠેસ ખવડાવી પાડી નાખવાને બેઠો છે તેની તેને ખબર નથી હોતી! એ માનતો હોય કે હું તુષારધૌત નિર્મલ પુરુષ છું, ત્યારે એના મોં પર શાહી ઢોળી દેનારી પળ અંતરિક્ષમાંથી તેને માથે ઊતરી રહી હોય છે તેનું તેને ભાન નથી હોતું! પામર! એ ધારતો હોય છે કે હું જાણું છું, ત્યારે એ ખરેખર કશું જ જાણતો નથી હોતો! એનું અજ્ઞાન એને જ્ઞાન રૂપ દેખાય છે; એની પામરતા એને મહત્તા રૂપ દેખાય છે, એની શૂન્યતા એને સભરતા રૂપ દેખાય છે!

નીચું ઢાળેલું મારું મસ્તક મેં ઊંચું કર્યું; અને મારી નજર પડી—મને એ એટલી બધી નજીક લાગી કે હાથ જરીક હલાવતાં જ હું એને અડકી શકું એવું મને લાગ્યું. ચૈત્યાગારના આંગણાની સામે ખુલ્લી જમીન હતી. ત્યાં દૂર એ ઊભી હતી. અદ્‌ભૂત એનું સૌન્દર્ય હતું, રાજકુંવરીના જેવો એનો પોશાક હતો. મારી કીકીઓ જાણે નીકળી પડી હોય એવું મને લાગ્યું. ઘડીભર મને અંધાપો આવી ગયો. એક પળ પહેલાં, દેવતુલ્ય દેખાતા પૂજ્યપાદ આચાર્ય મારી આંખ આગળથી અદૃશ્ય થઈ ગયા. દીપમાળ, પ્રભાતના તારામંડળ જેવી એકદમ નિસ્તેજ લાગી. ચૈત્યાગારમાં જાણે ગાઢ અંધકાર છવાઈ ગયો હોય એવું લાગ્યું.

અને આ ઘોર અંધકારની કાળી ભોંય ઉપર એ સુંદરી કોઈ અપ્સરાની પેઠે દેદીપ્યમાન દેખાવા લાગી. એને કોઈ બાહ્ય પ્રકાશની જરૂર નહોતી, એ સ્વયં-જ્યોતિ હતી.

મેં આંખો નીચી ઢાળી—બસ, ફરી ઊંચું જોવું જ નથી. બાહ્ય પદાર્થોની ભભકથી મારે અંજાવું નથી, એવી મન સાથે ગાંઠ વાળી. પણ મારા વિચારોએ ધમરોળ મચાવી મૂકી હતી; શરતના ઘોડાની પેઠે તેમણે મારા નાનકડા મગજમાં દોડાદોડ કરી મૂકી

હતી. હું શું કરી રહ્યો હતો તેનું મને ભાગ્યે જ ભાન હતું.

પળવાર પછી મેં ફરી મારી આંખો ઉઘાડી—અથવા કહો કે મારે ઉઘાડવી પડી. કારણ કે મારાં બીડાયેલાં પોપચાંમાંથી યે હું તેને મેઘધનુષના રંગોમાં ઝળહળતી જોઈ રહ્યો હતો—પૂર્વાકાશમાં ઝગમગતી ઉષા જેવી તે મારાં નેત્રોને દેતી ઊભી હતી.

ઓહ ! એ કેવી સુંદર હતી ! સ્વર્ગની ઉર્વશી યે એની આગળ પાણી ભરે ! જગતના મોટામાં મોટા કવિની કવિતા પણ એનું પૂરું વર્ણન કરવા અસમર્થ છે ! મોટામાં મોટા ચિત્રકારની પીંછી યે ત્યાં શુષ્ક છે ! એવું એ અવર્ણનીય સૌન્દર્ય હતું

એ જરા ઊંચી હતી—સ્વર્ગની દેવી જેવી. દેવો જેવો જ એનો પ્રભાવ હતો. એનો કેશકલાપ સેંથી પાડીને ઓળેલો હતો, ને ગરદનની બેય બાજુએ કેશના ગુચ્છા સંતાયેલી નાગણની દેહ જેવા દેખાતા હતા. સેંથીમાં મોતી ગૂંથેલાં હતાં, ને વિજયની કમાન જેવા સોનાના અલંકારમાં કમળની પાંખડીઓ ખોસેલી હતી. રાણી જેવી એ દેખાતી હતી. એની કામણગારી આંખોમાં જાદુ ભર્યો હતો. કાળી ભમરો ઉપર, સરોવરને કાંઠે બાંધેલા સ્ફટિકના ઘાટ જેવું વિશાળ કપાળ

દીપતું હતું. એની નીચે અતાગ સાગરને યે શરમાવે તેવા ઊંડાણુવાળી ભૂરી આંખો ઝબૂકતી હતી ! એ આંખો ! એ આંખની એક જ દૃષ્ટિ માનવીનું ભાવિ નક્કી કરી નાખવાને સમર્થ છે. એ દ્રષ્ટિમાં જે પ્રવાહી તેજ હતું, જીવન હતું, પારદર્શકતા હતી તેવું તેજ, તેવું જીવન કે તેથી પારદર્શકતા મેં કદી પણ કોઈ માનવીની આંખમાં જોયાં નથી. એ દૃષ્ટિમાંથી તીર છૂટી જાણે મારા હૃદયમાં સીધાં ભોંકાતાં હતાં. એ દૃષ્ટિની જ્વાળા સ્વર્ગમાંથી આવતી હતી કે નર્કમાંથી, તેની મને ખબર નથી, પણ બેમાંથી ગમે તે એક જગાએથી તે આવતી હતી એટલું ચોક્કસ; આ સ્ત્રી કાં તો દેવી હતી કે ડાકણ હતી, કે પછી બંને હતી. કોઈ દુન્યવી માતાને પેટે તે અવતરી નહોતી એટલું નક્કી. એના હસતા હોઠ પરવાળાંને યે લજાવે તેવા હતા. એના મુખનો ધીમો મલકાટ એના ગુલાબી ગાલ પર રૂડલાં ખંજન પેદા કરતો હતો. નાક તરી આવતું હતું અને શાસન ચલાવવાને સરજાયું હોય એવા ગર્વથી ફૂલતું હતું—એની હડપચીમાં ખાડો હતો, તેની છાયા નીલમની પેઠે ઝગારો મારતી હતી. તેની શ્વેત ડોકમાં પડેલી મણીમુક્તાની માળા, શ્વેતત્વમાં જાણે ડોકની આગળ હારી જતી, અને મંદ શ્વાસોચ્છ્વાસથી ઊંચી નીચી થતી છાતી મોજાંને માથે ઊંચી નીચી થતી હોડલી જેવી દેખાતી હતી. ઘડીએ

ઘડીએ તે લહેકો કરી ડોક ઊંભી કરતી ત્યારે વાદળ નીચે ટહુકા કરતો મોરલો ગરદનને ગર્વનો વળાંક આપતો હોય કે મોરલીના નાદે મસ્ત બનેલો મણીધર ફણાને ડોલાવતો હોય એવું લાગતું. પાણી પીએ તો પેટમાં ઊતરતું દેખાય એવી સુકોમળ એની ડોક હતી.

એના લાંબી પાતળી ભુજાઓ સફેદ સર્પની પેઠે ઉરોભાગ પર થઈને લટકતી હતી. લાંબી આંગળીઓ એવી મુલાયમ હતી કે નસોનું લોહી બહાર ફૂટી આવતું હતું.

જાણે ગઈ કાલે જ જોઈ હોય તેવી રીતે આજે પણ આ બધી વિગતો મને રજેરજ યાદ છે. મારું મન તે વખતે ખૂબ જ સંક્ષુબ્ધ હતું, છતાં પણ બધું જ હું જોઈ શકતો હતો. ઝીણામાં ઝીણી વિગત—એના ડાબા ગાલ પરનો તલ પણ મારી નજર બહાર રહ્યો નહોતો, એના હોઠના ખૂણામાં ફરકતું ધીમું સ્મિત, ગાલ પર પડતો ટમટમતી પાંપણોનો સુકોમળ પડછાયો, કપાળની મખમલના જેવી સુંવાળપ,—એકેએક વસ્તુ અજબ ચોકસાઈપૂર્વક મારા મનમાં નોંધાઈ ગઈ હતી.

એની સામે એક પળ મેં દૃષ્ટિ કરી, અને એ એક પળમાં મારા હૃદયનાં રૂંધાયેલાં દ્વાર ઊઘડી ગયાં—જાણે દશેદિશાની બારીઓ ઊઘડી અને તેમાંથી અજાણ્યા

મુલકની હવા ધસી આવી. જીવન મને કોઈ નવા જ રૂપમાં દેખાયું. મારા વિચારો અને મારી ભાવનાઓ બધું જ જાણે એકદમ ફેરવાઈ ગયું. કોઈ ભયાનક દર્દે એકદમ મારા હૃદયનો કબજો લઈ લીધો; એક એક પળમાં જાણે અનંત યુગો સમાઈ ગયા હોય એવું લાગતું હતું. આ પહેલાં મેં ધ્યાનાવસ્થાની શૂન્યતાનો થોડોઘણો અનુભવ લીધો હતો. એ શૂન્યતામાં નહોતો વર્તમાન, નહોતો ભૂત કે નહોતો ભવિષ્યકાળ. પરંતુ અત્યારે મને વર્તમાનની એક પળ અનંત ભૂત અને અનંત ભવિષ્યને પોતાના ઉદરમાં શમાવીને બેઠી હોય એવું લાગ્યું. મારા મનમાં ભયાનક રમખાણ જાગી પડયું. હું નિશ્ચેષ્ટ પ્રેક્ષક બની ગયો હતો, ને મારું મન સમરાંગણ બની ગયું હતું. છતાં કોણ, શા માટે અને કોની સામે લડે છે તેનું યે મને ભાન નહોતું !

દરમિયાન દીક્ષાવિધિ ચાલુ હતી, અને મને તે જગતથી દૂર લઈ જઈ રહી હતી. પણ ક્ષણમાં ઉન્મત્ત બની બેઠેલી મારી વાસનાઓ મને જગતથી દૂર જતો વારતી હતી. ના કહેવાની જગાએ હું હા કહેતો હતો; મારી જીભના એ જૂઠાણાનો મારું સમસ્ત અંતઃકરણ ઈન્કાર કરતું હતું; પણ કોઈ ભેદી શક્તિએ મારા ગળામાંથી એ શબ્દોને ખેંચી કાઢયા. ઘણીયે યુવતીઓ,

તેમને માથે ઠોકી બેસાડાયેલા પતિઓની સાથે પરણુ-વાની સો એ સો ટકા ના પાડવાનો મનમાં સંકલ્પ હોય છતાં પણુ મૂંગે મોંએ પરણી જાય છે તેનું કદાચ આવું કારણુ હશે. માંયરામાં બેઠાં પછી યે ઊઠીને ભાગી જવાની પ્રચંડ ઇચ્છા થવા છતાં યે, તેમના પગ, તે વખતે, ધરતી સાથે એવા જડાઈ જાય છે કે તેમનાથી એક તસુએ આઘુંપાછું થઈ શકાતું નથી : ચુંદડી ફેંકી દેવાનો ભયાનક વિરાગ મનમાં હોય છે છતાં યે એ લજ્જાળુ કન્યા બની ડાહીડમરી બેસી રહે છે ને પરણી જાય છે. જાહેરમાં કશો ભવાડો કરવાની કે પછી એટલા બધા માણુસોને નિરાશ કરવાની એની હિંમત ચાલતી નથી. સમૂહની દૃષ્ટિ અને સમૂહની વૃત્તિ એના મન પર એવું તો ભયાનક દબાણુ લાવતી હોય છે કે તેના ભાર સામે તેનાથી ચૂં કે ચાં કરી શકાતું નથી. વળી બધી તૈયારીઓ એવી કુશળતા-પૂર્વક કરી રાખેલી હોય છે, બધું જ અગાઉથી એવું વ્યવસ્થિત કરી મૂકયું હોય છે કે એની સામે થઈ જ શકાય નહિ, હકીકતના ભાર સામે વ્યક્તિનો વિચાર સાવ બળહીન બની જાય છે.

મંત્રવિધિ જેમ આગળ વધતી ગઈ, તેમ તેમ એ અપરિચિતાના ચહેરા પરના ભાવ બદલાતા જતા હતા. શરૂઆતમાં જે કોમલ કાન્ત ભાવ હતો, તે પછી અસંતોષ અને નિરાશામાં ફેરવાતો ગયો.

'મારે ભિક્ષુ નથી થવું !' એવી ચીસ પાડવા માટે મેં આખા પહાડને યે ઉથલાવી પાડે તેવો એક ભીષણ પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ. મારી જીભ તાળવે ચોંટી ગઈ હતી, અને હું મારા મનની અનિચ્છાને મારાં અંગોપાંગો દ્વારા લેશ પણ પ્રગટ કરી શક્યો નહિ. જાગ્રત છતાં હું ભયંકર ઓથારથી પીડાતો હતો—પોતાના એક ઉચ્ચાર ઉપર જીવન—મૃત્યુનો આધાર હોય, અને છતાં માણસ તે ઉચ્ચાર મુખમાંથી કાઢી ન શકે તેવી મારી દશા હતી.

મારી આ યાતનાનું તેને ભાન હોય એવું મને લાગ્યું. કારણ કે હવે તેની આંખમાંથી દૈવી આશ્વાસન નીતરતું હતું. તેની દૃષ્ટિમાં માધુર્ય હતું, તેની આંખમાં કવિતા હતી.

તે મને કહી રહી હતી:

"તું મારી પાસે આવ તો દેવતાઓ યે તારી અદેખાઈ કરશે. ખુદ ઇશ્વર પોતે યે સ્વર્ગમાં તારા જેટલો સુખી નહિ હોય. ઉખાડી, ચીરી ફેંકી દે એ વસ્ત્રને—એ વસ્ત્ર નથી, એ ખાંપણ છે. આવ મારી પાસે—હું સૌન્દર્ય છું, હું યૌવન છું, હું જીવન છું, તું આવ, આપણે પ્રેમની નવી દુનિયા રચીશું. આથી વિશેષ તને આ ભીખના શકોરામાં શું મળવાનું છે ? સ્વપ્નની

પેઠે આપણે જીવન પસાર કરીશું. આપણાં મિલનની પળ અનંતકાળનું આયુષ્ય લઈને આવશે.

ફેંકી દે એ પૂજાપાત્ર, ફૂંકી નાખ એ આરતી, ફોડી નાખ એ ઘંટડીઓ, અને થઈ જા છુટ્ટો. પછી જો, હું તને ઘડીકમાં અજાણ્યા દેશનો અધિપતિ બનાવીશ, તું ચાંદીના મહેલમાં સોનાને હિંડોળે મારા ખોળામાં સૂજે ને મીઠી મધૂરી નિંદર માણજે. માટે ચાલ્યો આવ, દોડી આવ, ઝટ !'

અનંત માધુર્ય ટપકતા આ શબ્દો જાણે કોઈ દૈવી સંગીતના સરોદોની પેઠે મને સંભળાતા હોય એવું લાગતું હતું. તેની દૃષ્ટિ પોતે જ જાણે સ્વયં વાગીશ્વરી હતી; એ દૃષ્ટિમાંથી નીકળતી વાણી જાણે મારા હૃદયમાં પડઘા પાડતી હતી, જાણે કોઈ અદૃશ્ય હોઠ મારા અંતઃકરણમાં શબ્દો સંભળાવી રહ્યા હતા.

સુંદરીએ મારી તરફ બીજો દૃષ્ટિપાત કર્યો—એ દૃષ્ટિમાં એટલી વિનવણી અને નિરાશા હતી કે મારા હૃદયમાં જાણે ભાલા ભોંકાયાં,—બાણુની શય્યા પર સૂતેલા પિતામહ ભીષ્મને યે એટલા ભાલા નહિ વાગ્યાં હોય.

બસ, ખતમ ! હું ભિક્ષુ બની ચૂકયો હતો.

: ૨ :

કદી પણ કોઈ માનવીનો ચહેરો આટલો દુઃખી નહિ દેખાયો હોય. મિંઢળબંધા પતિને ચોરીમાં જ ઢળી પડતો જોઈ કોઈ કન્યાને, એકના એક પુત્રને મરણ પામતો જોઈ કોઈ માતાને, શંકરના કોપથી બળીને ભસ્મ બની જતા મદનને જોઇ રતિને, આકાશમાંથી પડેલા પુષ્પહારથી મૃત્યુ પામેલી ઇંદુમતીને જોઇ અજને, જીવનભરની કમાણીને એક રાતમાં સાફ થઇ ગયેલી જોઇ કોઈ કૃપણને, પોતાના ઉત્તમોત્તમ ગ્રંથને આગમાં હોમાઈ ગયેલો જોઈ કોઈ કવિને યે આટલું દુઃખ નહિ થયું હોય. એના ચહેરા પરથી નૂર ઊડી ગયું; ઘડીકમાં ધોળો પૂણી જેવો ચહેરો થઈ ગયો. સ્નાયુઓનું બળ ઓસરી ગયું હોય તેમ એના કમનીય હાથ છાતી પરથી હેઠા પડયા; એના પગ

લથડતા હોય અને પગ નીચેની ધરતી સરી જતી હોય એમ એક થાંભલાનો ટેકો લઈ ને એ ઊભી રહી.

અને હું ?—મારા કપાળે એટલો પરસેવો છૂટતો હતો કે મને લાગ્યું જાણે મારા શરીરનું બધું લોહી પરસેવા વાટે વહી જઈ રહ્યું છે. લડાઈમાં જખમી બનેલા સૈનિકમાંયે આટલી અશક્તિ નહિ આવી જતી હોય. હું જેમ તેમ ડગલાં ભરતો ચૈત્યાગારના દ્વાર સુધી પહોંચ્યો. મારો શ્વાસ રૂંધાતો હતો. આખો પહાડ મારા માથા પર તૂટી પડતો હોય અને ચૈત્યાગારની વિશાળ છત એક માત્ર મારા જ માથા પર ટકી રહી હોય એવું મને લાગતું હતું.

મેં ઊમરો ઓળંગીને પગ દીધો કે તરત કોઈએ મારો હાથ પકડયો—એ સ્ત્રીનો હાથ હતો પણ મેં કદીયે કોઈ નારીના હાથને સ્પર્શ કર્યો નથી. સાપના શરીર જેવો એ ઠંડોગાર હાથ હતો, પણ એણે ધગધગતો લોઢાનો ગજ ચાંપી દેવાયો હોય એવી કાળબળતરા મારા શરીરમાં પેદા કરી.

એ હતી પેલી સુંદરી.

'અભાગી જીવ ! ઓ અભાગી જીવ ! તેં આ શું કર્યું ?' તેણે મને અતિ મંદ સ્વરે કહ્યું. અને પછી તે ટોળામાં અદ્રશ્ય થઈ ગઈ.

મારા વિચિત્ર ઢંગ જોઈ વિહારાધ્યક્ષે મારા તરફ એક કરડી નજર કરી. મારું મોં પડી ગયું હતું, ચહેરા પરથી નૂર ઊડી ગયું હતું, દૃષ્ટિ ધૂંધળી બની ગઈ હતી. નવા બનેલા એક ભિક્ષુએ મારા પર દયા આણી. તેણે મારો હાથ પકડી લીધો. તેના ટેકે ટેકે હું બહાર નીકળ્યો.

મારો વાસ પહાડની પશ્ચિમ તરફની ગુફાઓમાં હતો. થોડુંક નીચે ઊતરી વાત ઉપર ચડવાનું હતું. ઉતરાયણ પૂરું કરી હું ઉપર ચડતો હતો, ત્યાં ક્યાંકથી કોઈ છોકરાએ દોડી આવી મારા હાથમાં કંઈક મૂકી દીધું. હું એને બરાબર જોઉં, તે પહેલાં તો તે અદૃશ્ય થઈ ગયો. મારા હાથમાં ભૂર્જપત્ર હતું !

ઝટપટ ભૂર્જપત્રને સંતાડી દઈ હું ગુફામાં આવ્યો. અમે ભિક્ષુઓ અનેક સાથે રહેતા હોઈએ, પણ સૌ પોતપોતાનું કામ કર્યે જાય. ધ્યાન ચિંતનનો રાહ સૌ સૌનો નિરાળો, સૌ સૌની ઢબ જુદી. સાથેના સાથે ને જુદાના જુદા એવી અમારી દશા હતી.

એકાંત શોધી હું મારી ગુફામાં ભરાયો. અજવાળું નહિ જેવું હતું. છતાં એ નહિ જેવા અજવાળામાંયે ભૂર્જપત્ર પર લખેલા અક્ષરો, જાણે હીરાની સળીથી લખેલા હોય તેમ મને વંચાયા. માત્ર આટલા શબ્દો હતા: 'ઉદયમિત્ર પ્રાસાદવાળી મીનાક્ષી.'

શબ્દો મારા કાનમાં રમી રહ્યા.

આજે જ હું ભિક્ષુ બન્યો હતો, હજી એક પહોર પણ વીત્યો નહોતો; ત્યાં તો હું ભિક્ષુ ધર્મમાંથી પતિત કરનારા વિચારોનું સેવન કરી રહ્યો હતો. ભૂર્જપત્ર સંતાડીને ચોરી છુપાવી રહ્યો હતો. સંઘના નિયમોનો એમાં ભંગ હતો, આત્માની એમાં વંચના થતી હતી. હું એ સમજતો હતો, પણ મારું કાંઈ ચાલ્યું નહિ. મારા મનને કચડીને કોઈ બલવતી તૃષ્ણા મને ઊંડી ખાડમાં ગબડાવી રહી હતી—હું જોતો હતો, સમજતો હતો કે હું ઊંડા જળમાં ડૂબકાં ખાઈ રહ્યો છું, પણ મારાથી કાંઈ બનતું નહોતું.

મારું મન વિચારે ચડ્યું : ક્યાં હશે એ ઉદયમિત્ર પ્રાસાદ! પૂર્વમાં? પશ્ચિમમાં? ઉત્તરમાં? દક્ષિણમાં? આકાશમાં? પાતાળમાં? ખરેખર એ આ પૃથ્વી પર હશે? આ પહાડ પરથી દેખાતો હશે? કેવો હશે? કોણ હશે આ મીનાક્ષી? દેવી હશે? કિન્નરી હશે? માનવી હશે? રાજકન્યા હશે કે રાજનર્તકી હશે? શું હશે? શું નહિ હોય?

હજારો કલ્પનાઓ મેં કરી, પણ ઉદયમિત્ર પ્રાસાદ ક્યાંયે કદી પણ જોયો હોય, કે ક્યાંયે એનું નામ સાંભળ્યું હોય એવું લાગ્યું નહિ. પણ, તમને સાચું

કહું છું, એક વાર ફરીથી એને જોવાનું મને બહુ જ મન થયું—ભલેને એ ગમે તે હોય, રાજકન્યા હોય કે રાજનર્તકી હોય.

જીંદગીમાં પહેલી જ વાર પ્રેમ જાગ્યો હતો, પણ એનાં મૂળિયાં બહુ ઊંડાં નંખાઈ ચૂક્યાં હતાં. એને ભૂંસી નાખવાની મને કલ્પના સુદ્ધાં આવી શકતી નહોતી, મને એ અશક્ય જ લાગતું હતું. એ નારીએ સંપૂર્ણપણે મને વશ કરી નાખ્યો હતો; એના એક જ દૃષ્ટિપાતે મારા મનમાં ઊલટપાલટ કરી નાખી હતી—એક પળના ભૂકંપથી જળનું સ્થળ ને સ્થળનું જળ થઇ જાય તેવું મારે વિષે બન્યું હતું. હું કંઈનું કંઈ બની ગયો હતો.

મારું મન હવે મારું રહ્યું નહોતું, મારી ઇચ્છા હવે મારી ઇચ્છા રહી નહોતી, હું પોતે હવે મારો માલિક રહ્યો નહોતો. મારું જીવન હવે મારું નહોતું; મારામાં એનું જીવન ધબકતું હતું. હું એના શ્વાસે શ્વાસ લેતો હતો.

મેં લાખો કામનાઓ સેવી. મારા હાથને જ્યાં તેણે સ્પર્શ કર્યો હતો ત્યાં મેં ચુંબન કર્યું—એક વાર નહિ, પણ અનેકવાર; કલાકોના કલાકો સુધી મેં એના નામની માળા ફેરવી, આંખો જરાક બંધ કરું કે તરત જાણે તે સશરીરે મારી સામે જ આવીને ઊભી હોય

એવું સ્પષ્ટ દેખાતું; એના સ્પષ્ટ શબ્દો મને સંભળાતા: ‘અભાગી જીવ! ઓ અભાગી જીવ! તેં આ શું કર્યું?’

મારી આ સ્થિતિ કેટલી ભયંકર હતી, અને ભિક્ષુ થયા પછી મારે કેવી કઠોર, ઉદાસ અને નિરાનંદી પરિસ્થિતિમાં જીવવાનું હતું તે હું સમજતો હતો. ભિક્ષુ જીવન એટલે સંયમ અને શીલ! ત્યાં પ્રેમનું નામ ન લેવાય. ત્યાં કોઈ સ્ત્રી નથી, કોઈ પુરુષ નથી, કોઈ જુવાન નથી, જુવતી નથી, બાલક નથી, વૃદ્ધ નથી; ત્યાં સૌન્દર્ય પર ધણીપણું કરવાનું નથી; છતાં; ત્યાં છે માત્ર મઠના હિમશીતલ પડછાયામાં કોકડું વળીને પડી રહેવાનું; ભૂખે, દુ:ખે કે રોગે મરતાં માનવીઓને દિલાસો આપવાનું, ઉપદેશ આપવાનું—પછી પોતે જ દુ:ખી હોય તો પણ તે નહિ જોવાનું; નિરાધારોને આશ્રય આપવાનું—પછી પોતે જ નિરાધાર હોય તો તે નહિ જોવાનું; માર્ગ ભૂલેલાંને માર્ગ બતાવવાનું—પછી પોતાને જ માર્ગ જડયો ન હોય તો એ નહિ વિચારવાનું; બીજાઓનું મોત સુધારવાનું—પછી પોતાનું જ મોત સાત જનમથી બગડતું હોય તો પણ તે નહિ જોવાનું. ભિક્ષુના કષાય વસ્ત્રો મોતના આતશ લાગવાથી લાલ બનેલાં છે, એક દિવસ એ જ આતશ ઓઢીને એણે પોઢી જવાનું છે! કમનસીબ એનું!

પાતાળમાંથી ઝરણું ફૂટે ને એનો ફુવારો આકાશમાં ઊંચે ચડે એમ મારી અંદરથી જીવનનું પૂર ઊંચે ચડી રહ્યું હતું. મારી નસોમાં લોહી જોરથી ધબકતું હતું; આજ લગી દબાઈ રહેલું મારું યૌવન, જેમ સૈકાઓથી ઊંઘતો કુંભકર્ણ એકાએક ભૂખ ભૂખ કરતો જાગી ઊઠે તેમ અચાનક જાગી ઊઠયું હતું; માનુનીના મુખની મદિરાના કોગળાથી માધવી લતા પુષ્પવતી બની જાય તેમ મારી યુવાની એ સુંદરીના દૃષ્ટિપાતના આઘાતે એકદમ મહેકી ઊઠી હતી.

મીનાક્ષી કયાં મળશે ?

નગરમાં હું કોઈને ઓળખતો નહોતો, એટલે વિહારમાંથી બહાર નીકળવાનું મળે તેમ નહોતું. વળી મારે હમેશ આ જ વિહારમાં રહેવાનું નહોતું. થોડા જ વખતમાં મને કોઈ બીજા સ્થળે ધર્મપ્રચારાર્થે મોકલવાનો હતો. એ જગા મીનાક્ષીના પ્રાસાદથી ખૂબ જ દૂર હશે તો ? કદાચ અહીંથી એ પ્રાસાદ નજીક હોવાનો સંભવ છે. તો અહીં હું છું એ દરમિયાન જ મીનાક્ષીનું એક વાર ફરી મોં જોવા મળે એવું કરવું જોઈએ. પણ કરવું શું ?

પહાડ પરની બધી ગુફાઓ પહાડમાંથી જ કોરી કાઢેલી હતી. એક માણસ સૂઈ શકે એટલી એ લાંબી

પહોળી હતી. અંદર પેસવાનો બારણાનો ભાગ એ જ અજવાળું આવવાનો એક માત્ર રસ્તો હતો. તે સિવાય કોઈ બારી કે જાળી નહોતી. પથ્થરનું એ ઘર આજ લગી મને ખૂબ જ ગમી ગયું હતું. પણ આજે મને એ ખૂંચવા લાગ્યું, પથ્થરનું ઓશીકું વાગવા લાગ્યું. આજે જ મને લાગ્યું કે આને પાછળ એક બારી તો જોઈએ.

ગુફામાંથી હું બહાર આવ્યો. વિશાળ ખંડમાં કેટલાક ભિક્ષુઓ પથ્થરનો દસ્તો લઈને પથ્થરની જ ભોંયમાં બનાવેલા ખાણીયામાં ધાન ખાંડતા હતા એક શિલ્પી ભિક્ષુ ઊભો ઊભો એક દીવાલ પર બોધિસત્વની પ્રતિમા કંડારતો હતો. હું એને જોઈ રહ્યો. પણ મારું મન ખૂબ બેચેન હતું.

બહાર આવી મેં પહાડ પરથી નીચે નજર નાખી. તળેટીમાં મોટું નગર હતું. તે ઊંચું મકાન જોઈ મને થયું કે એ જ મીનાક્ષીનો પ્રાસાદ હોવો જોઈએ. ત્યાં તો એવાં બીજાં પણ બે પાંચ મકાનો દેખાયાં. દૂર કેટલાંક ગામો દેખાયાં. પહાડ પરથી ઘણી યે વાર આવું વિહંગાવલોકન કર્યું હતું, પણ તે વખતે મનુષ્યોના વાસમાં મને કશું જ જોવા જેવું નહોતું લાગ્યું. લીલીછમ વનશ્રી મારી આંખને ભરી દેતી અને હું મુગ્ધ બની જોઈ રહેતો.

પરંતુ આજે એ વનશ્રી જોવાને મારું મન લગીરે લલચાયું નહિ. મને થયું: એમાં શું જોવું છે ?

આંખની સાથે કલ્પનાને ખેંચી ખેંચી હું થાકયો, પણ કંઈ દેખાયું નહિ. છતાં શોધ તો કરવી જોઇએ? ઉદયમિત્રપ્રાસાદ કયાંક છે એ વાત નક્કી. મીનાક્ષી ત્યાં વસે છે એ પણ નક્કી—તો પછી મારે એની શોધ કર્યા વિના કેમ ચાલે ?

રાતે પહાડ પરથી ઊતરી પડી મીનાક્ષીની શોધમાં નીકળી પડવાનો મને વિચાર આવ્યો. પણ રાતે હું પૂછીશ કોને, જઈશ કઈ દિશાએ ? બીજાઓને આ મુશ્કેલીઓ નજીવી લાગે, પણ મને તો એ ખૂબ જ અઘરી લાગતી હતી. કારણ કે હું ભિક્ષુ હતો, પ્રેમ-માર્ગનો બિનઅનુભવી હતો, મારી પાસે નહોતું ધન; પૂરાં કપડાં યે નહોતાં. હું કયા જોરે શોધ કરવા નીકળું ?

હું પાગલ બન્યો હતો, અંધ બન્યો હતો. મારી અંધતામાં હું વિચારતો કે હું ભિક્ષુ ન બન્યો હોત તો કેટલું સારૂં થાત ! રોજ રોજ મીનાક્ષીને મળત, એનો પ્રેમ જીતત, એનો પતિ બનત, પછી આવાં તુચ્છ ખાંપણ જેવાં લૂગડાંમાં શરીરને જેમ તેમ વીંટવાને બદલે, હું પહેરત રેશમ અને મલમલનાં

બારીક કપડાં, ડોકમાં હીરામોતીની માળાઓ, કાનમાં કુંડળ, હાથે બાજુબંધ, કેડે સોનાનો કંદોરો, કમરે રત્નજડિત તલવાર, અને માથે મોરપિચ્છ અને રત્નખચિત કલગીનો મુગટ. માથા ઉપર ભાજીપાલાના ભારા જેવો ખરબચડા વાળનો આવો ભારો ન હોત, પણ સુંદર રેશમી વાંકડિયા વાળ મારી ગરદનને કનૈયાકહાનની પેઠે શોભાવતા હોત, લીંબુ ઠરે એવી ફક્કડ વાંકડી મૂછોથી મારો ચહેરો મોરો વીરત્વભર્યો લાગતો હોત.

પણ આ એક કલાકે બધી બાજી બગાડી નાખી. થોડાક આડાઅવળા શબ્દો ભણાયા, અને એણે મને જીવંત માનવીઓની દુનિયામાંથી કાપીને અલગ કરી દીધો. મેં મારી જાતે જ મારા પગ કાપ્યા, મારી જાતે જ મેં મારું કેદખાનું રચ્યું, મારી જાતે જ મેં મારી ચિતા રચી!

પણ પેલું નગર કેવું જીવંત દેખાય છે! સ્ત્રીઓ, પુરુષો ને બાળકો બધાંયમાં કેવી પ્રવૃત્તિ દેખાય છે! જાણે પ્રવૃત્તમાન ચૈતન્ય! કોઈ આવતા હશે, કોઈ જતા હશે. સૌને પોતપોતાની નાની ચિંતાઓ છે. એ ચિંતાઓ પણ કેવી મીઠી! કેવી રૂપાળી! ચિંતાઓને યે રૂપ હોય છે એની આજ લગી મને ખબર નહિ. હું કેવળ અંધારામાં હતો. આજે મને બધું સમજાય છે;

સમજાય છે ને મારું મન અપાર દુઃખથી પીડાય છે. જ્યાં જોઉં છું ત્યાં મને જીવનનો ધબકાર સંભળાય છે. વૃક્ષો પણ કેવાં ડાળ-પાંદડાં હલાવે છે! આકાશ કેવું રમણીય છે. બધે જાણે આનંદનો ઉત્સવ મંડાઈ ગયો છે.

ત્યારે અહીં મારા મનમાં? મારા મનમાં એકલતાની આગ ભભૂકી ઊઠી છે, ખૂણેખૂણામાં અંધારું ફરી વળ્યું છે; હું જાણે ભૂલો પડયો હોઉં એમ લાગે છે.

પૂર્વે કોઈ કોઈ વાર હું ગામમાં ગયેલો ત્યારે ક્વચિત ક્યાંક કોઈ દશ્યો નજરે પડેલાં તે અત્યારે મને યાદ આવવા લાગ્યાં—મારી નજર આગળ જાણે હું તે અત્યારે જ જોઈ રહ્યો હોઉં એવું મને લાગવા માંડયું. આહ! પણે પેલી માતા ઊમરામાં બેઠી બેઠી છોકરાને ધવડાવે છે. ધવડાવતી જાય છે ને એને છાતી સાથે હિલોળતી જાય છે. એના મોં પર કેવો સંતોષનો પ્રકાશ છે! આનંદમાં ને આનંદમાં એ ધાવતા બાળકનું મોં ઊંચું કરી તેના મોં પર, ગાલ પર, પોપચાં પર ને કપાળ પર સેંકડો બચીઓ કરવા લાગી જાય છે. ધાવણના દૂધનાં ટીપાં બાઝેલાં છે એવા બાળકના લાલમલાલ હોઠ પર માતા કેવા વહાલથી બોકી ભરે છે—પોતાના જ દૂધને એ ચૂમે છે! અહોહો! કેવો કલ્લોલ મચી ગયો છે! બાળકને રીઝવવાની કંઈ હજારો

તરકીબો એ માતાને આવડે છે. કોણે શીખવી હશે એને એ બધી? પિતા થોડે છેટે ઊભો ઊભો એ બંનેને જોઈ રહ્યો છે ને અપૂર્વ સુખથી સ્મિત કરી રહ્યો છે.

કલ્પનામાં પણ હું આ દૃશ્યને ખમી શક્યો નહિ. હું એકદમ અંદર આવતો રહ્યો, ને પાષાણ શય્યા પર પડ્યો. મારું હૃદય ઈર્ષ્યાથી ભરાઈ ગયું હતું; સાથે સાથે મારા આજના જીવન તરફ ભયાનક વિતૃષ્ણા પેદા થઈ ગઈ હતી. સાત દિવસના ભૂખ્યા વાઘની પેઠે હું નિર્બળ ક્રોધમાં મારાં આંગળાં ને મારો કામળો કરડવા લાગ્યો.

: ૩ :

આ સ્થિતિમાં હું કેટલો વખત રહ્યો તેની મને ખબર નથી. પણ એક ઊંડા અરેરાટ સાથે હું પડખું ફર્યો તો મેં મારી સામે બંધુ કાશ્યપને ઊભેલા જોયા. મારી ગુફામાં જ તેઓ ઊભા હતા, અને ઊભા ઊભા મને ધારીને નીરખી રહ્યા હતા.

શરમથી મારું હૈયું ભરાઇ આવ્યું, મારું માથું છાતી પર ઢળી પડ્યું, મેં બેઉ હાથે આંખો બંધ કરી દીધી.

'દેવદત્ત, આ તને શું થઇ રહ્યું છે?' થોડીક પળ શાંત રહ્યા પછી બંધુ કાશ્યપે મને પૂછ્યું.

'તારી રીતભાત જોઈ ખરેખર મને નવાઈ લાગે છે! તું આટલો પવિત્ર, આટલો શાંત, આટલો ધીર અને આટલો નમ્ર થઇને અહીં બખોલમાં પડયો પડયો જંગલના જાનવરની પેઠે ઘૂરકે છે! સાવધ થા, ખબરદાર થા—મારનાં પ્રલોભનો સામું નજર સુદ્ધાં ન કર. તેં અષ્ટ સમ્યક્નો માર્ગ સ્વીકાર્યો છે, એટલે માર તારા પર રોષે ભરાવાનો, અને વરૂ ઘેટાની પાછળ પડે તેમ તને હેરાન કરવા દોડવાનો. ઘડીભર યાદ કરી જો, ભગવાન ગૌતમની તપસ્યામાં મારે કેટલાં વિઘ્નો નાખ્યાં હતાં! પાષાણ, અંગાર, કાદવ, તપેલી રાખ અને રેતીની વૃષ્ટિની સામે એમની પાંપણોયે પલકી નહોતી. અને તું, આ ઘડીકમાં અસ્વસ્થ બની ગયો એ શું? માટે હિંમત રાખ, દેવદત્ત, ચિંતનનું બખ્તર સજ, ચિંતનની ઢાલ ધર, ચિંતનનાં આયુધો ઉઠાવ, ને શત્રુઓની સામે બહાદુરીથી લડ. વીરત્વ એ ભિક્ષુનું પ્રથમ લક્ષણ છે. સોનું તો જેમ તપે તેમ શુદ્ધ થાય, ભાઈ! માટે ડર મા, નિરાશ થા મા. પૂર્વે થઈ ગયેલા મહાત્માઓને યાદ કર—સૌને આવી પરીક્ષામાંથી પસાર થવું પડયું છે. તું એકલો નથી—તારી સાથે ઘણા બધા ભડવીરો છે. એમનાં દૃષ્ટાન્તોમાંથી બળ પામ, એમનાં તપમાંથી તેજ મેળવ. ચિંતન કર, ઉપવાસ કર, ધ્યાન ધર, દિલમાં ઊંડો ઊંડો ઊતર,—દુષ્ટ મારને મારી હઠાવ.'

બંધુ કાશ્યપના શબ્દોએ મને ભાનમાં આણ્યો. હું થોડો ઘણો સ્વસ્થ થયો.

'હું અહીં આવ્યો હતો તને ખબર આપવા માટે કે તને વિહારમાં મોકલવાનું નક્કી થયું છે. આવતી કાલે જ અહીંથી ઊપડવાનું છે.'

મેં માથું હલાવી હા કહી. કાશ્યપ ચાલ્યા ગયા. મેં મનમાં મનમાં ભગવાનના શરણનો સંકલ્પ ગણ-ગણવા માંડયો. પણ શબ્દો ગુંચવાઈ જવા લાગ્યા. મારા મગજમાં વિચારોનો એવો શંભુમેળો જામી ગયો હતો કે મારા હાથમાંની માળા ક્યારે નીચે પડી ગઈ તેનીયે મને ખબર ન રહી.

કાલે તો મારે અહીંથી નીકળવું જ પડવાનું—મીનાક્ષીને હું જોવાયે નહિ પામું. મારી ને એની વચ્ચે આજે જે અંતરાયો ઊભા છે તેમાં આ એક વધારે ઉમેરાયો. હવે કદી એનું મોં જોવા પામું એવી આશા સમૂળગી નાશ પામી.—કંઇ ચમત્કાર થાય તો જુદી વાત!

હું એને કહેવડાવું? કોણ મારો સંદેશો લઈ જશે? હું ભિક્ષુ—ધર્મજ્ઞાનનો પ્રતિનિધિ. મારા મનની આ છાની વાત હું કોને જઈને કહું? કોની આગળ

હેયું ખોલું ? નિઃશંકપણે શ્રદ્ધા રાખી શકું એવું મારું આટલામાં કોણ છે ?

હવે મને ભાન થયું કે હું નિરાધાર છું. આજ લગી હું માનતો કે ભગવાનનું મને શરણ છે, ધર્મનું મને શરણ છે, સંઘનું મને શરણ છે, પરંતુ હવે મને ખબર પડી કે મેં મારા સંપૂર્ણ મનથી એ શરણ લીધું નથી, અથવા તો મને એ મળ્યું નથી. હું માત્ર મિથ્યાવાદી છું.

ભય અને શંકાથી હું થથરી ઊઠયો.

પછી બંધુ કાશ્યપે આપેલો સદુપદેશ મને યાદ આવ્યો. તેમણે મારનાં પ્રલોભનોની સામે જેહાદ પોકારવાની મને સલાહ આપી હતી. મને પણ લાગ્યું કે તેમની વાત સાચી હતી. હું ખરેખર મારના હુમલાનું નિશાન બન્યો હતો. નહિ તો આવી વિચિત્ર ઘટના બને કેવી રીતે ? મીનાક્ષીનું અપાર્થિવ સૌન્દર્ય, તેની આંખોનો વેધક પ્રકાશ, તેના હાથનો દાહભર્યો સ્પર્શ, તેણે ઘડીકમાં મારા મનને ડામાડોળ બનાવી દીધું હતું તે, મને ફેરવી નાખ્યો હતો તે, મારી પવિત્ર ભાવનાઓને છિન્નભિન્ન કરી નાખી તે—આ બધા પરથી મને ખાતરીપૂર્વક લાગતું હતું કે આ મારનું જ કારસ્તાન

હતું. ઓહ! મીનાક્ષીના સુકોમળ હાથમાં આત્માનો નાશ કરનારી ઝેરી છૂરી છુપાયેલી હતી!

આ વિચારોએ એકદમ મને ભયભીત કરી નાખ્યો. મારા હાથમાંથી પડી ગયેલી માળા મેં ફરી હાથમાં ઉપાડી લીધી, ને 'બુદ્ધં શરણં ગચ્છામિ, ધમ્મં શરણં ગચ્છામિ, સંઘં શરણં ગચ્છામિ'નો જાપ જપવા માંડયો.

બીજે દિવસે બંધુ કાશ્યપ મને બોલાવવા આવ્યા. અમારી પાસે સામાન શું હોય? ભિક્ષુનો સરસામાન બધો એના શરીર ઉપર રહી શકે એટલો. તેમાંયે હું તો નવો ભિક્ષુ હતો. મારી પાસે કંઈ નહોતું. હતાં માત્ર થોડાંક પુસ્તકો. તે તથા તેવી બીજી ચીજો એક ટટ્ટુ પર લાદવામાં આવી. ટટ્ટુને વારાફરતી દોરતા અમે બંને ઊપડયા.

પહાડ ઊતરીને અમે નગરમાં પ્રવેશ કર્યો. નગરના એકે એક ઘરને અને ઝરૂખાને જોઇ વળવા મારી આંખ તલસતી હતી. પણ અમે ઘણા જ વહેલા નીકળ્યા હતા; હજી નગરીના લોકોને જાગવાની બહુ વાર હતી.

તેથી કોઈ નજરે પડવું અશક્ય હતું. છતાં મારી આંખોએ મકાનોની ભીંતોને ભેદીને આરપાર જોવાની કોશીશ કરી—પાતાળ ભેદીને યે મીનાક્ષીની શોધ કરવાની તેમની હિંમત દેખાતી હતી. હું મકાનોને ધારી ધારીને જોતો હતો. એ જોઇ કાશ્યપે પોતાની ચાલવાની ગતિ ધીમી પાડી મને મકાનો જોવાનો વખત આપ્યો. તેમણે કદાચ ધાર્યું હશે કે મને મકાનોનાં શિલ્પસ્થાપત્યમાં રસ છે તેથી હું એ જોઉં છું.

નગર પૂરું કરી અમે સપાટ મેદાનમાં આવ્યા. એક પછી એક નાની મોટી ટેકરીઓ વટાવતા અમે આગળ ચાલ્યા. થોડેક ગયા પછી મેં નગર ભણી છેલ્લી નજર નાખી જોઈ પૂંઠ ફેરવી. આકાશમાં એક મોટું વાદળું તરતું હતું, ને એના પડછાયામાં આખું નગર ઢંકાઈ ગયું હતું. મકાનોનાં છાપરાં માથે ઉષ:કાળના ડુંગરા ભૂતના ઓળા જેવા દેખાતા હતા. બધાં જ મકાનો ધુમ્મસમાં ઢંકાઈ ગયેલાં હતાં, પણ કોણ જાણે કઈ રીતે એક મકાન એ બધાંમાં જુદું તરી આવતું હતું, અને સોનેરી ઉજાસથી ઝગમગતું દેખાતું હતું. બીજાં મકાનોનાં માથાં પર થઈને તેણે ડોકું કાઢયું હતું. તે જાણે 'હું અહીં છું, હું અહીં છું' એમ કહેતું હોય એમ લાગતું હતું. દેખાતું હતું એકદમ પાસે, પણ તે સારી પેઠે દૂર હતું. અને છતાં તેનો એકે-

એક ભાગ—અગાશી, ઝરૂખો, બારીઓ વગેરે બિલકુલ સ્પષ્ટ દેખાતો હતો.

'પેલો ઝગમગતો મહેલ દેખાય છે તે કોનો હશે, બંધુ?' મેં કાશ્યપને પૂછયું.

તેમણે કપાળે હાથની છાજલી કરી જોયું, પછી જવાબ દીધો:

'એ? એ તો ખૂબ જુનો મહેલ છે. રાજા ઉદયમિત્રે નર્તકી મીનાક્ષીને આપી દીધો છે એ. ત્યાં તો ભૂતાવળો રમે છે.'

બરાબર એ ક્ષણે—એ સત્ય હતું કે મારી ભ્રમણા હતી તે હું આજે પણ નથી કહી શકતો—મેં તે પ્રાસાદની અગાશી ઉપર એક નાજુક શ્વેત આકૃતિને પસાર થતી જોઈ. એક પળ તે ત્યાં ચમકી, તે પછી અદૃશ્ય થઈ ગઈ. તે મીનાક્ષી હતી!

ઓહ! શું તેને તે વખતે ખબર હશે કે આ રસ્તે થઈને હું તેનાથી દૂર દૂર જઈ રહ્યો છું, અને ફરી ભાગ્યે જ આ તરફ દૃષ્ટિપાત કરવા યે આવવાનો છું! શું તેને ખબર હશે કે હું એના આ પ્રાસાદ તરફ મીટ માંડીને જોઈ રહ્યો હતો અને મનમાં પીડાતો હતો! શું તેને ખબર હશે કે કોઈ વિચિત્ર

પ્રકાશે એના પ્રાસાદને છેક મારી નજીક આણી દીધો હતો, જાણે મને એ ફરમાવતો હોય કે આવ, આ પ્રાસાદનો તું ધણી છે!

મને ખાતરી છે કે તેને એ ખબર હતી, કારણ કે મારો ને એનો આત્મા એકમેક સાથે એવા તો સંલગ્ન થયેલા હતા કે મારા અંતરના ધીમામાં ધીમા ધબકારાની પણ તેને ખબર પડતી હોવી જોઇએ, અને એથી જ તે ઉષ:કાળના દેદીપ્યમાન ઝાકળમાં અગાશીએ આવી હોવી જોઇએ.

પ્રાસાદ ઉપર એકાએક છાયા ફરી વળી. પ્રાસાદ અદૃશ્ય બની ગઈ. હવે માત્ર મકાનોનાં છાપરાં ને વૃક્ષોની ટોચ સિવાય બીજું કાંઈ જ દેખાતું નહોતું—કશું જ પારખી શકાતું નહોતું.

કાશ્યપ આગળ ને આગળ ધપી રહ્યા હતા. હું પણ તેમની પાછળ ખેંચાયે જતો હતો. પાછળ નગર દેખાતું બંધ થયું.

ત્રણ દિવસના કંટાળાભરેલા પ્રવાસ પછી અમે એક ઊંચી ટેકરીએ પહોંચ્યા. ટેકરી નાના પહાડ જેવી હતી. જેની બરાબર કેડમાં કોતરેલી ગુફાઓનાં કાળાં

ધાબાં દેખાતાં હતાં. ગુફાઓ માત્ર ચાર જ હતી; ત્યાં થોડાક ભિક્ષુઓ રહેતા હતા. મારે ત્યાં રહેવાનું હતું અને આટલાં વર્ષો લગી મેં કરેલા અભ્યાસનો તેમને લાભ આપવાનો હતો.

અહીં પણ તળેટીમાં નાનું સરખું ગામ હતું. તેની વાંકીચૂકી ગલીઓમાં થઈને અમે આગળ વધ્યા. ગામ બહુ જ નાનું હતું. વસતી થોડી હતી. અમને જતા જોઇને છોકરાં ભેગાં થઈ ગયાં હતાં ને અમારી પાછળ પાછળ ઘણે સુધી આવ્યાં હતાં.

અમે ટેકરી ચડવા માંડી. ગુફાઓમાં રહેનારા ભિક્ષુઓ અમને સામા અભિનંદવા આવ્યા. અમે હસીને તેમનો સત્કાર સ્વીકાર્યો. ને ધર્મચક્રનો ઉદય પુકાર્યો.

જગા બહુ સુંદર હતી મારા નિવાસસ્થાનની ગુફા જરા મોટી હતી, અને બે માળની હતી. ઉપલા માળ પર માત્ર સૂઈ શકાય કે ધ્યાનમાં બેસી શકાય એટલી જ જગા હતી. મારે માટે જગા વાળીને સાફ કરેલી હતી. એક કૂતરો ખૂણામાં સૂતો હતો. મને જોઈ તે પૂંછડી પટપટાવવા લાગ્યો. મેં તેની પાસે જઈ તેને થાબડયો. તે ઊભો થઈ મારી સાથે ગેલ કરવા લાગ્યો.

ટટ્ટુ પરથી સામાન વગેરે ઉતારી મેં ગોઠવી દીધાં. ત્યાં રહેતા ભિક્ષુઓ મેં આણેલાં પુસ્તકોનો જથ્થો જોઇ આશ્ચર્યથી એકબીજાના સામું જોવા લાગ્યા. એકે કહ્યું: 'આવડી ઉંમરે કેટલું બધું જ્ઞાન મેળવી લીધું છે!'

'હું તો હવે એમની સેવામાં જ આયુષ પૂરું કરવા માગું છું.' એક વૃદ્ધ ભિક્ષુએ કહ્યું. તેનું નામ અનિરુદ્ધ હતું. પૂર્વ જીવનમાં એ રાજસેવક હતા, ઘણાં યુદ્ધોમાં અપાર શૌર્ય દાખવ્યું હતું. પણ પછી પૂર્વજન્મના સંસ્કારના બળે કરૂણા જાગી, અને ભિક્ષુ બની ગયા.

મારે વિષે ચાલી રહેલી આ વાતચીતે મને ગર્વિષ્ઠ ન બનાવ્યો. કારણ કે હું જાણતો હતો કે જ્ઞાન-સમુદ્રમાંથી મેં તો માત્ર આચમન જ કરેલું છે.

બીજે જ દિવસે કાશ્યપ, પાછા ફર્યા.

હું એકલો પડયો. ભિક્ષુને વળી એકલા શું ને વસ્તીમાં શું? માને તો આખો સંઘ એની સાથે છે, અને એ એકલો પણ છે. ભિક્ષુઓમાં કોઇ સેવક નથી, કોઈ સેવ્ય નથી. પોતાનાં સાધારણ કર્તવ્યો સૌએ

જાતે જ કરવાનાં છે. અને પોતાની વિશિષ્ટ શક્તિઓનો લાભ સૌએ સૌને દેવાનો છે. પોતાની આવડત, પોતાની શક્તિ, પોતાની કલા જે કંઇ હોય તે બુદ્ધ પ્રત્યર્થે, ધર્મ પ્રત્યર્થે અને સંઘ પ્રત્યર્થે ખરચવાનું છે.

મારે પણ મારું કર્તવ્ય હતું. જે ગ્રંથોનો મેં અભ્યાસ કર્યો હતો તેના અભ્યાસમાં બીજા ભિક્ષુઓને મદદ કરવાની હતી. સવારસાંજ ધર્મજ્ઞાનાર્થે આવતાં માણુસોને બોધ આપવાનો હતો. આટલું વિશિષ્ટ કર્તવ્ય હતું.

આખો દિવસ કામમાં રહેતો, છતાં કોઇ કોઈ વાર મીનાક્ષીના વિચારો એવા જોસથી મારા મગજનો કબજો લઇ લેતા, કે એ વિચારોને મારી હઠાવવામાં હું હારી જતો.

એક સાંજે હું પહાડ ઉપર આંટા મારતો હતો, ત્યાં એક ઝાડ હેઠળ કોઇ સ્ત્રીની આકૃતિ મેં જોઈ હોય એવું મને લાગ્યું. એની સાગરજલશી નીલ-રંગી આંખો પાંદડાંમાંથી ચમકતી હતી; અને એ મારી સામે જોઇ રહી હતી. કદાચ મારી એ ભ્રમણા હશે, કારણ કે કુતૂહલવશ થઇ હું એ વૃક્ષ ભણી ગયો, ત્યારે નાના બાળકના જેવાં પગલાં સિવાય મને ત્યાં બીજું કંઇ જ દેખાયું નહિ. મેં ચારે બાજુ નજર

કરી, પણ એટલામાં ત્યાં કોઈ જ હતું નહિ. નજીકમાં છુપાઇ શકાય એવી પણ કોઇ જગા નહોતી. ચપળ હરણું પણ આટલી વારમાં અદૃશ્ય થઈ શકે નહિ, તો માણસ કેવી રીતે ભાગી જઈ શકે ? એટલે મને લાગ્યું કે સ્ત્રીની આકૃતિ જોવાની મને કેવળ આ ભ્રમણા જ થઈ હશે. ગમે તેમ, પણ હું હજી લગી એ કોયડો ઊકેલી શક્યો નથી, જો કે તે પછી મને થયેલા અનુભવોના હિસાબે આ તો કંઈ જ નથી.

: ૪ :

આમ પ્રાર્થના, ઉપવાસ, ઉપદેશ, અભ્યાસ અને ચિંતન વગેરેમાં એક વરસ વીતી ગયું. આખો દિવસ હું કંઈ ને કંઈ કર્તવ્યમાં વ્યસ્ત રહેતો. છતાં પણ મારું હૃદય મને ખાલી ખાલી લાગતું હતું, જાણે મારી કરૂણાનો ઝરો સુકાઇ ગયો હતો; જાણે ભગવાનની કૃપાનો ભાગી હું રહ્યો નહોતો.

ધર્મકાર્ય બજાવવાથી જે આનંદ અને જે સુખનો મને અનુભવ થવો જોઇએ તે થતો નહોતો. કારણ કે મારા વિચારો કોઇ બીજી જ તરફ ઢળેલા હતા, મીનાક્ષીના પેલા શબ્દો ગીતના ધ્રૂવપદની પેઠે રહી રહીને મારા કાનમાં અથડાતા હતા.

ભાઈ, મારા અનુભવ પરથી કાંઈ દાખલો લેજે! એક વખત સ્ત્રીની સામે જરા નજર કરી—બસ, બિલકુલ નજીવી જેવી એ ભૂલને માટે મેં અનેક વર્ષો લગી ભયંકર યાતનાઓ સહી છે; મારું સમસ્ત જીવન હમેશને માટે શાપિત બની ગયું છે.

પણ જે મુખ્ય વાત કહેવાની છે તે હવે કહી દઉં:

એક મધરાતે મારા નામની બૂમો સાંભળી હું જાગી ઊઠયો. હું મારી ગુફાના ઉપલા ભાગમાં હમણાં જ સૂઈ ગયો હતો. આજે મારું મન રોજ કરતાં વધારે સ્વસ્થ હતું, અને ભગવાનના જીવનના મહિમાનું ચિંતન કરવામાં હું ઠીક ઠીક સમય સુધી જાગ્યો હતો. તેથી પડયો તેવા જ ઊંઘી ગયો હતો. પણ આંખ મળી ન મળી ત્યાં અવાજ સાંભળી હું જાગી ગયો.

અનિરુદ્ધની સાથે કોઈ અજાણ્યો માણસ હતો. દેખાવે કાળો, પણ કીમતી વસ્ત્રાભૂષણોમાં સજ્જ હતો. કમરે લાંબી તલવાર લટકતી હતી. ઉનાળાની વદ છઠનો ચંદ્રમા હજી હમણાં જ પૂર્વના ગગનમાં ઉદય પામ્યો હતો. તેનું અજવાળું મારી ગુફાના એક ભાગને અજવાળતું હતું. એ અજવાળામાં મેં આ પુરુષની બાહુકના જેવી આકૃતિ જોઈ.

સીધી જ તેણે વાત કરી: 'અમારાં કુંવરીબા

ખૂબ જ બીમાર છે—મરણપથારીએ છે. મરતી વખત આપના મુખે ભગવાનનાં બે નામ સાંભળવાની તેમની ઇચ્છા છે જેથી એમની સદ્‌ગતિ થાય. પધારો તો આપની કૃપા.'

કોઇ કોઈ વાર હું આવી રીતે જતો. ગામડા-ગામનાં ભોળાં માણસો મૃત્યુશય્યા પર સાધુ પુરુષોનાં દર્શન અને વાણી માટે ખૂબ જ આતુર રહેતાં—રોગની અસહ્ય પીડાથી પીડાતા માણસને યે ભગવાન-ની જીવનવાર્તા સાંભળી પોતાની પીડા ભૂલી જતો મેં જોયો છે. જીવ ગુંગળાતો હોય એવા માણસોને યે ભગવાનની કૃપાનાં બે વેણ સાંભળી શાંતિથી દેહ ત્યાગ કરતા મેં જોયા છે. એટલે આ કુંવરીબાની મૃત્યુ-શય્યાની વાત સાંભળી મને નવાઈ ન લાગી.

મેં હા પાડી.

તરત જ હું તૈયાર થઇને એની સાથે નીકળી ગયો.

પહાડ પરથી નીચે ઉતરતાં જ ઘોડાના ખોંખારા સંભળાયા. ઝાડ નીચે બે ઘોડા હતા—અંધારી રાત કરતાં યે વધુ કાળા, કપાળમાં લાંબા શ્વેત ચાઠાંવાળા, ઊપડવાને માટે અધીરા થઈ ગયા હોય તેમ તે પગ પગ વડે ધરતી ખણુતા હતા ને ખોંખારા ખાતા હતા.

મને તેડવા આવનાર બાહુકે પેંગડું દબાડી મને એક ઘોડા પર સવાર કર્યો, અને બીજી જ પળે તે પોતે પણ બીજા ઘોડા પર સવાર થઈ ગયો.

તેણે પગની એડી દાબી, લગામ ખેંચી; ઘોડા પવન વેગે ઊપડયો. એના ઘોડાની સાથે જ મારો ઘોડો પવનવેગે ઊપડયો. આ પવનવેગ એટલે ખરેખરો પવનવેગ. મારા ઘોડાની લગામ એના જ હાથમાં હતી. બંને ઘોડા એક સરખી ગતિથી, સમાંતરે દોડતા હતા. તેમના પગની લાતોથી જમીનમાં ખાડા પડી જતા હતા, ને મોટાં મોટાં ઢેફાં હવામાં ઊડી પડતાં હતાં. એવી ઝડપથી અમે જઈ રહ્યા હતા કે ચાંદનીની તડકાછાંયડીમાં મોહક લાગતાં વૃક્ષો, હારેલા સિપાહીઓ યુદ્ધક્ષેત્રમાંથી ભાગે તેમ દોટ દેતાં લાગતાં હતાં. પગ નીચેની ધરતી પાણીના રેલાની પેઠે વહી રહી હતી, ચાંદનીનાં થોડાંક જ કિરણો ચળાઇને ઊતરી શકતાં હતાં એવા ઘીચ ઘોર જંગલમાં થઇને પસાર થતી વખતે મારાં રૂવાડાં ભયથી ખડાં થઈ ગયાં.

મેં જરા પાછળ નજર કરી તો પથરાળી જમીનમાં ઘોડાના પગની એડીઓથી ઠોકાતા પથ્થરોમાંથી ઊડતા આગના તણખાઓ નૃત્ય કરી રહેલા દેખાયા. અડધી રાતે અમને આવી રીતે જતા જો કોઇએ જોયા હોય તો જરૂર એ અમને ભૂતાવળ માની બેસે.

ઝાડીમાંથી કોઈ કોઈ વખત જંગલી બિલાડાઓની આંખો અંગારા જેવી ઝબૂકતી હતી, તો કોઈ ઝાડ ઉપર અંગારાનો નાચ ચાલી રહ્યો હોય એવું લાગતું હતું. અમારા ઘોડાઓની કેશવાળી ટટાર થઈ ગઈ હતી, તેમનાં નસકોરાંમાંથી શ્વાસોચ્છ્વાસની ક્રિયા એવા જોસથી ચાલી રહી હતી કે સેંકડો મુખે કોઈ ધમણ ચાલતી હોય એવો ભાસ થતો હતો. પરસેવાથી તેમનાં શરીર તરબોળ બની ગયાં હતાં, ને નેવાંની પેઠે પરસેવો ધરતી પર ટપકતો હતો.

વચમાં થાકથી ઘોડા જરા હાંફી ગયા, તેમની ગતિ જરીક ધીમી થઈ ગઈ કે બાહુકે તાળવામાંથી કંઈ ઉચ્ચાર કાઢયો—મનુષ્યના ગળામાંથી એવો ઉચ્ચાર નીકળતો મેં કદી જોયો નથી—અને ઘોડાઓની વિદ્યુત ગતિ ફરી શરૂ થઈ ગઈ.

છેવટે વંટોળ શમ્યો; ઓચિંતા કોઈ કાળા ડુંગરની સામે આવી જાણે અમે ઊભા રહ્યા—ક્યાંક ક્યાંક જરાતરા પ્રકાશના લિસોટા જેવું જણાતું હતું. ઘોડાના ડાબડા હવે કોઈ નક્કર ધરતી પર પડતા હોય તેમ જોરથી ગાજતા હતા. એક વિરાટ દરવાજામાં થઈને અમે આગળ ચાલ્યા. એ કિલ્લો હતો. ત્યાં દોડાદોડ મચી ગઇ હતી. નોકરો હાથમાં મશાલો લઈને આમથી તેમ દશે દિશાએ દોટંદોટા કરતા હતા.

અજવાળાંની જાણે સંતાકૂકડી શરૂ થઈ હતી; ઊપર નીચે, આઘે પાસે, ઘડીકમાં અહીં તો ઘડીકમાં ત્યાં, દીવા દેખાતા હતા. બાંધકામ, કલાકારીગરી, સ્તંભો, કમાનો, ઝરૂખા, માળ વગેરે પરથી ખરેખરા રાજમહેલ જેવું લાગતું હતું; છતાં સાથે સાથે કોઈ ન સમજાય તેવી વિચિત્ર લાગણી થયા કરતી હતી.

એક છોકરો મને ઘોડા પરથી ઊતારવા આવ્યો. જોતાં જ હું એને ઓળખી ગયો. આ જ પેલો છોકરો, જે મારા હાથમાં ભૂર્જપત્રની ચિઠ્ઠી મૂકી ગયો હતો તે!

એક ડોસો ઠક ઠક લાકડી ઠોકતો ત્યાં આવી પહોંચ્યો. એના ઊઘાડા શરીર પર સોનાનો હાર ચમકતો હતો.

મને જોઇ તેની આંખોમાંથી આંસુનો પ્રવાહ છૂટયો, અશ્રુબિંદુ તેની ધોળી દાઢી પર થઈને જમીન પર ટપકવા લાગ્યાં.

'પળ ચૂકયા!' તેણે માથું ધુણાવી કહ્યું: 'પળ ચૂકયા તમે! હશે, હવે અમારાં કુંવરીબાને મૃત્યુ પછી પણ બે આશીર્વાદ આપતા જાઓ!'

પછી તે મને જ્યાં કુંવરી મરણ પામી હતી એ ઓરડામાં લઈ ગયો. મરનારનું મોં જોઈ હું હબકી

ગયો. એ એ જ હતી—મીનાક્ષી! મારા સમસ્ત પ્રેમનું એ પાત્ર, જેને હું પાગલ બની જાઉં એટલી હદે ચાહતો હતો તે આજે મૃત બની પડી હતી! મારી આંખોમાંથી મબલખ આંસુનો ધોધ છૂટયો. પેલા વૃદ્ધનાં આંસુ તો આની આગળ કંઈ જ હિસાબમાં નહોતાં. મને થયું કે મારાં આંસુનાં પૂરમાં સૃષ્ટિ સઘળી હમણાં ડૂબીને રસાતળે જશે.

મરનારની સામે સોનાની દીવીમાં ધીમો દીવો બળતો હતો. એનું આસમાની અજવાળું ઓરડાને વિચિત્ર રીતે પ્રકાશિત કરતું હતું અને ઓરડામાંની ચીજો, ગોખલો, બારી તથા ખૂણાઓને કંઇક છાયા, કંઇક પ્રકાશમાં રાખી મનમાં વિચિત્ર ભાવ પેદા કરતું હતું. ઓરડાની વચમાં એક નાનકડા બાજઠ ઉપર શ્વેત ગુલાબનું ફૂલ હતું. એની તમામ પાંખડીઓ, અશ્રુબિંદુઓની પેઠે નીચે ખરી પડી હતી, માત્ર એક જ પાંખડી હજી ફૂલના મૂળને વળગી રહી હતી.

ઓરડામાં બધો સરસામાન એવો અવ્યવસ્થિત પડયો હતો કે મોત આ ઓરડામાં ઓચિંતું જ ઘુસી આવ્યું હશે એવું લાગતું હતું.

મૃત્યુશય્યા ઉપર ધારોને જોવાની મારી હિંમત ન ચાલી. મેં આંખો મીંચી મરનારના આત્માની સદ્દગતિ માટે પ્રાર્થના કરી.

પણ ધીમે ધીમે મારો ઉત્સાહ ઊતરી ગયો, મારા વિચારોની સ્થિરતા હું ગુમાવી બેઠો. એકદમ મને ખ્યાલ આવ્યો કે અહીં મરણની હવા જ નથી લાગતી. મૃત્યુનાં પગલાં થતાં વાતાવરણમાં જે ગાંભીર્ય, જે ભાર આવી જાય છે તે અહીં નહોતો દેખાતો. અહીં તો હવામાં ઉષ્મા હતી; અને તેલફુલેલ, અત્તરની અવર્ણનીય માદકતા હતી. દીવીનું ઝાંખું અજવાળું યે માનવજીવનની ક્ષણભંગુરતાનો ખ્યાલ આણવામાં મદદ કરવાને બદલે એશઆરામ ને મોજમજાહની વૃત્તિઓ જગાડવા માટે હોય એવું લાગતું હતું.

આ કેવી નવાઇની વાત કે મીનાક્ષીને મેં પહેલી વખત જોઈ મારા જીવનના એક નવાજ તબક્કામાં પ્રવેશ કરતી વેળા, અને આજે આ બીજી વખત જોઉં છું એના જીવનની પરિસમાપ્તિની વેળાએ. મારા હૃદયમાંથી એક નિસાસો નીકળી ગયો.

તે જ વખતે મને લાગ્યું જાણે મારી પીઠ પાછળ પણ કોઇ નિસાસો નાખી રહ્યું છે. મેં પૂંઠળ ફરીને જોયું. કોઇ નહોતું. માત્ર મારા નિસાસાનો એ પડઘો હતો.

પણ આ વખતે મારી નજર પડી મૃત્યુશય્યા પર. અત્યાર સુધી તે તરફ ન જોવાની મેં ખબરદારી

રાખી હતી, પણ હવે તે ન રહી. મેં જોયું—મૃત-મીનાક્ષી લાંબા પગ કરીને પડી હતી, અને તેના હાથ તેની છાતી પર જડેલા હતા. તેના શરીર ઉપર આંખને આંજી નાખે તેવું શ્વેત વસ્ત્ર ઓઢાડેલું હતું, ઓરડાની આસમાની દીવાલોને પડછે તેની શ્વેતતા વધુ તીવ્ર બની જતી હતી. વળી એ વસ્ત્ર એટલું બારીક હતું કે તે ઓઢનારના શરીરની રેખાએ રેખા સ્પષ્ટ દેખાઈ આવતો હતી,—હંસની ડોકની પેઠે. ખુદ મૃત્યુ પણ એ શરીરની કુમાશને થીજવી દેવામાં ફાવ્યું નહોતું.

મીનાક્ષી ત્યાં મૃત બનીને સૂતી હતી, અને કોઈ અતિ કુશળ કારીગરે પોતાની જીવનભરની ચાતુરી વાપરી ઘડેલા આરસના પૂતળા જેવી લાગતી હતી, અથવા હિમનો અંચળો ઓઢીને કોઈ સુકુમાર બાલિકા મીઠી નિંદમાં પડી હોય એવી લાગતી હતી.

હું વધારે વખત મારા મનને કાબુમાં રાખી શકયો નહિ. વાતાવરણે મને ઉન્મત્ત બનાવી દીધો હતો, અડધાં કરમાયેલાં ગુલાબોની ગંધે મારા મગજને ભરી દીધું હતું.

મેં ઓરડામાં આમતેમ આંટા મારવા માંડયા, દરેક આંટે પારદર્શક ખાંપણ ઓઢીને સૂતેલા એ ભયાનક સૌન્દર્ય તરફ નજર કરી લેવા હું થોભતો

હતો. મારા મનમાં કંઈ કંઈ વિચારો જાગવા લાગ્યા: ખરેખર એ મરી નથી ગઈ; પણ પોતાનો પ્રેમ બતાવવા મને અહીં ખેંચી લાવવાની તેણે માત્ર આ યુક્તિ રચી છે.

એક પળ મને એવી કલ્પના પણ આવી ગઈ કે ખાંપણની નીચે એનો પગ જરા હાલ્યો, અને મેં તે જોયો; એના ખાંપણની કરચલીઓ જરા બદલાઈ અને મેં તે જોઈ.

પછી મને થયું: 'સાચેસાચ આ મીનાક્ષી છે? એની ખાતરી શી? પેલો છોકરો પછી મીનાક્ષીની નોકરી છોડી બીજાને ત્યાં રહ્યો હોય એમ કેમ ન બને? હું ખાલી મારા મનને પીડું છું ને વ્યગ્ર થાઉં છું.'

પણ મારા હૃદયના ધબકારે જવાબ દીધો:

'આ મીનાક્ષી જ છે, મીનાક્ષી જ છે!'

હું ફરી શય્યાની સમીપ ગયો, અને મનની શંકાનું સમાધાન કરવા સૂતેલી પ્રતિમાને ધારી ધારીને નીરખી રહ્યો:

કહું? કબૂલ કરું? ખરેખર, મૃત્યુનો ઓછાયો માથે ઢળ્યો હતો અને એ વિકારરહિત બની હતી

તેમ છતાંયે, તેણે મારા પર ખૂબ જ અસર કરી: સાથે જ, એ મૃત્યુ—અવસ્થા નિદ્રાવસ્થાને એટલી બધી મળતી આવતી હતી કે જોનારું છેતરાયા વગર ન રહે.

હું અહીં શા માટે આવ્યો હતો તે ભૂલી ગયો. મને થયું, હું એક રૂપાળો નવજવાન વરરાજા છું, અને મારી પરણેતરના શયનખંડમાં હમણાં જ પ્રવેશ કરું છું. મારી એ પરણેતર લજામણીના છોડ જેવી શરમમાં મોં છુપાવે છે. હું દુ:ખથી વ્યગ્ર બની ગયો, આનંદથી પાગલ બની ગયો, ભય અને ઉલ્લાસથી પુલકિત બની ગયો. હું તેની છેક નજીક ગયો, નીચો નમ્યો—મેં તેને ઓઢાડેલા વસ્ત્રનો છેડો ઝાલ્યો. મેં તે ધીરેથી ઊંચો કર્યો—વખતે તેને જગાડી બેસું એ બીકે હું શ્વાસ પણ બીતો બીતો લેતો હતો. મારું હૃદય એવા તો જોરથી ધબકતું હતું કે મારાં લમણાંમાં મને તેનો ઘૂઘવાટ સંભળાતો હતો, અને જાણે મેં કોઈ પહાડ ઊંચક્યો હોય એમ મારા કપાળમાં પસીનો પસીનો થઈ ગયો હતો.

ખચિત તે મીનાક્ષી જ હતી—મારા દીક્ષાસમારંભને દિવસે ચૈત્યાગારમાંથી મેં જોએલી તે જ. તે અત્યારે પણ એવી જ મોહક હતી; મૃત્યુ તો એનું વિશેષ પ્રસાધન માત્ર હતું. એના ગાલની લાલી, એના

હોઠની ગુલાબી, અને એના ગોરુડા ચહેરા ઉપર ઢળેલી પહોળી પાંપણો જે શોક અને વેદના પ્રગટ કરતાં હતાં તે, કોઈ અકળ રીતે દિલ લલચાવે તેવાં હતાં. એના માથા હેઠળ એના કાળા લાંબા કેશનું જાણે ઓશીકું બન્યું હતું, અને વાળની લટો ખભા ઉપર પથરાઈ પડેલી હતી. એના કુમળા હાથ—હજી એ હાથમાંથી સાચા મોતીનાં કંકણ ઉતારી લેવામાં આવ્યાં નહોતાં—વિનત ભાવે છાતી પર ઢળેલા હતા, એ પ્રાર્થના કરતી હોય એવું લાગતું હતું. એક બાજુ દિલ લલચાવે તેવું અકળ પ્રલોભન અને બીજી બાજુ આ મૂક પ્રણતભાવ બહુ વિચિત્ર લાગતાં હતાં.

બહુ વાર સુધી હું ઊંડા વિચારમાં પડી ગયો. અને જેમ જેમ હું તેને જોતો રહ્યો, તેમ તેમ આ સુંદર શરીર શબ બની ગયું છે એ વાત માનવાનો મારું મન વધારે ને વધારે ઈનકાર કરવા લાગ્યું. એ તે ભ્રમણા હતી કે પછી દીવાના પડછાયાને લીધે મને એવું લાગ્યું તે હું કહી શકતો નથી, પણ એ નિસ્તેજ શબમાં ફરીથી લોહી વહેવા માંડયું હોય એવું મને દેખાયું.

મેં હળવેથી એના હાથને સ્પર્શ કર્યો. તે ઠંડો હતો, પણ પેલે દિવસે, ચૈત્યાગારમાંથી બહાર નીકળતાં

જ તેણે મારો હાથ પકડેલો ત્યારે પણ તે આવો જ ઠંડો હતો.

મેં હાથ છોડી દીધો, અને પૂર્વવત્ એના મોં સામે તાકતો ઊભો રહ્યો. મારી આંખોમાંથી ગરમ ગરમ અશ્રુ બિંદુ એના ગાલ ઉપર વરસવા લાગ્યાં.

આહ ! કેવી ભયંકર નિરાશા અને નિરાધારતા હું અનુભવી રહ્યો હતો ! એની સામે દ્રષ્ટિ કરી રહેવામાં મને કેટલી વેદના થતી હતી ! મારું સમસ્ત જીવન ભેગું કરીને તેને આપું અને મને બાળી રહેલ આગ તેના હિમશીતલ દેહમાં વહેવડાવી દઉં એવું મને થઈ ગયું.

રાત વધતી જતી હતી; હવે ફરી કદી મળવાનું નથી એવી પ્રચંડ નિરાશાની લાગણીએ મને વિહ્વળ બનાવી દીધો અને મારાથી રહેવાયું નહિ. ઓહ ! મારા સંપૂર્ણ પ્રેમના આ પાત્રના મૃત હોઠ ઉપર મેં એક ચુંબન ચોડી દીધું !

કેવો ચમત્કાર ! મારા નિઃશ્વાસની સાથે એક બીજો ધીમો નિઃશ્વાસ મળ્યો, અને મીનાક્ષીના હોઠે મારા હોઠને જવાબ દીધો. તેની આંખો ઊઘડી, અને જરા ચમકી. એક નિસાસો નાખી તેણે પોતાના હાથ

છૂટા કર્યા અને મારી ગરદને વીંટાળ્યા. તેના મુખ પર અવર્ણનીય આનંદ પ્રસરી રહ્યો.

'આહ ! તું આવ્યો, દેવદત્ત !' તેણે કહ્યું. તેનો અવાજ વીણાના અંતીમ કંપ જેવો મધુર અને મંદ હતો.

'આ તેં શું કર્યું ? તારી રાહ જોઇ જોઇ હું થાકી, ને છેવટે મરી ગઇ. પણ હવે આપણાં લગ્ન થયાં છે એટલે હું જરૂર તને મળવા આવી શકીશ. દેવદત્ત, હું તને ખૂબ જ ચાહું છું એટલું જ માત્ર મારે તને કહેવું હતું. તે કહી દીધું; હવે તારા ચુંબનથી તેં પળવાર મારામાં આણેલું ચૈતન્ય તને પાછું દઉં છું. જાઉં છું, ફરી જલદી મળીશું !'

તેનું માથું ઢળી પડયું, પણ જાણે મને સાથે જ રાખવા માગતી હોય તેમ તેણે હજી પણ મને તેના હાથમાં પકડી રાખ્યો હતો. પવનનો એક ભયાનક ઝપાટો બારીમાંથી આવ્યો અને આખા ઓરડામાં ફરી વળ્યો. પેલા શ્વેત ગુલાબની છેલ્લી પાંખડી પંખીની તૂટેલી પાંખની પેઠે પળવાર હાલી ઊઠી; પછી તે ખરી પડી અને મીનાક્ષીના આત્માને લઇને ઉઘાડી બારીમાંથી અદૃશ્ય થઈ ગઈ.

: ૫ :

જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે મારી ગુફામાં ભોંય પર પડયો હતો. મારી પહેલાંના ભિક્ષુનો કૂતરો મારી પાસે પડયો પડયો હાથ ચાટતો હતો. અનિરુદ્ધ પડખે જ બેઠેલો હતો.

મેં આંખો ઉઘાડી એ જોઇને અનિરુદ્ધે આનંદની ચિચિયારી કરી. કૂતરાએ પૂંછડી પટપટાવી. પણ હું એટલો બધો નબળો પડી ગયો હતો કે એક અક્ષરે બોલી શકયો નહિ કે લગીરે હાલીચાલી શકયો નહિ.

પાછળથી મને ખબર પડી કે હું આવી સ્થિતિમાં ત્રણ દિવસ સુધી પડયો રહ્યો હતો, અને શ્વાસ પણ એટલો ધીમો લેતો હતો કે જીવ છે કે નહિ તે પણ ચોક્કસ કરી શકાતું નહોતું. એ ત્રણ દિવસો મારા

જીવનમાં કેવળ શૂન્યવત્ વીત્યા હતા, એટલો વખત મારો જીવ ક્યાં ગયો હતો તેની મને ખબર નથી. મને એ વિષે કશું જ યાદ નથી.

અનિરુદ્ધે મને કહ્યું કે પેલો તલવારધારી બાહુક જે મને મધરાતે તેડવા માટે આવ્યો હતો, તે જ બીજે દિવસ સવારે ડોળીમાં ઘાલીને લઈ આવ્યો હતો અને તરત જ પાછો જતો રહ્યો હતો.

મારામાં થોડીકે વિચાર કરવાની શક્તિ આવી કે મેં એ કાળરાત્રિની તમામ ઘટનાઓ એકે એકે મનમાં યાદ કરવા માંડી.

પહેલાં તો મને લાગ્યું કે હું કોઈની નજરબંધી-નો ભોગ બન્યો છું. પણ થોડા જ વખતમાં એ ધારણા ખોટી ઠરી. કારણ કે મારી પેઠે અનિરુદ્ધે પણ બાહુકને અને બે કાળા ઘોડાઓને જોયા હતા, તે પણ બધી ઘટનાનું મારી પેઠે જ વર્ણન કરતો હતો.

બીજી બાજુ, આસપાસમાં કોઈને યે મેં જોયો તેવા રાજમહેલ વિષે કશી જ ખબર નહોતી.

એક સવારે બંધુ કાશ્યપ મારા નિવાસસ્થાનમાં પધાર્યા. અનિરુદ્ધે તેમને મારી માંદગીના સમાચાર

મોકલ્યા હતા, અને સમાચાર મળતાં જ તેઓ અહીં દોડી આવ્યા હતા. આ પરથી જણાય છે કે તેમને મારા પર કેટલો બધો પ્રેમ હતો, અને તેઓ મારી કેટલી બધી ચિંતા કરતા હતા. પરંતુ તેમના આગમનથી આનંદ થવાને બદલે ઊલટો મને ખેદ થયો. તેમની દૃષ્ટિ એવી વેધક હતી અને તેમાં એવા પ્રશ્નો ભર્યા હતા કે તે દૃષ્ટિ આગળ હું અસ્વસ્થ બની ગયો. હું તેમની આગળ ગુનેગારની પેઠે વિહ્વળ બની ગયો.

મારા મગજમાં કોઈ ભૂત ભરાયું છે એની સૌથી પહેલી એમને જ ખબર પડી શકી હતી અને તેથી જ મને એમના પર ક્રોધ ચડયો હતો.

દંભી મીઠાશથી તેઓ મારી તબિયતના ખબર પૂછતા હતા તે વખતે પણ તેમની સિંહના જેવી બે પીળી તગતગતી આંખો મારી આંખો પર ચોંટી રહી હતી, અને એમની દૃષ્ટિ મારા અંતઃકરણમાં ભાલાની પેઠે ભોંકાઈ રહી હતી. એમણે મને કેટલાક સાધારણ પ્રશ્નો પૂછયા: અહીં કેમ ચાલે છે? કેવુંક ફાવે છે? કામકાજમાં આનંદ આવે છે? ફૂરસદના વખતમાં શું શું કરો છો? ગામમાં કોઈની સાથે પરિચયો બાંધ્યા છે? કયા ગ્રંથોમાં સૌથી વધારે રસ પડે છે? આવા કંઈ પ્રશ્નો તેમણે મને પૂછયા. મેં તે બધાના અને તેટલા ટૂંકા ઉત્તરો આપ્યા, પણ એકનો જવાબ

બોલાઈ રહે તો પહેલાં તો તેમણે બીજો પ્રશ્ન પૂછ્યો જ હોય.

પરંતુ એટલું દીવા જેવું સ્પષ્ટ હતું કે આ બધી વાતચીતની પાછળ તેમની મતલબ જુદી જ હતી.

પછી એકાએક ઘંટડી જેવા રણકતા અવાજે, જાણે કોઈ ભૂલી ગયેલા સમાચાર યાદ કરીને મને સંભળાવતા હોય તેમ તેમણે મને મીનાક્ષીના સમાચાર સંભળાવ્યા. મને લાગ્યું, જાણે હું મારા મોતની સજા સાંભળી રહ્યો છું.

તેમણે કહ્યું: 'પેલી પ્રખ્યાત રાજનર્તકી મીનાક્ષી હમણાં મરી ગઈ. મરતા પહેલાં પૂરા આઠ દિવસ ને આઠ રાત લગી ગાનપાનની મહેફિલો ચાલી; કંઈ કંઈ મંત્રતંત્ર થયા, ને કંઈ કંઈ ક્રિયાઓ થઈ. નરકની ઉજાણી જ જોઈ લ્યો! પૃથ્વી આ પાપનો ભાર તે કેવી રીતે વેઠશે? કોણ જાણે ક્યાંથી કાળાં મોંનાં માનવીઓની લંગારો પર લંગારો એના પ્રાસાદ-માં આવી હતી—એમની ભાષા પણ કોઈ અજાણી બોલાતી હતી. મારી તો પાકી ખાતરી છે કે એ બધાં ભૂતપલિતો હતાં. એમનો પોશાક જોયો હોય તો ભલભલા ચક્રવર્તી મહારાજાને યે શરમાવે એવો. આ મીનાક્ષી કંઈ જે તે નથી; અસલ ડાકણ છે. એના

કેટલા યે પ્રિયતમોને એણે ભૂંડે હાલે માર્યા છે. જીવતા માણસના જીગરને એ ચૂસી ખાય છે: એ જીગરખોર છે.'

બોલવું બંધ કરી તેઓ વધારે તીવ્રપણે તેમના શબ્દોની મારા પર શી અસર થાય છે તે જોઈ રહ્યા. મીનાક્ષીનું નામ સાંભળતાં જ હું ચમકી પડયો હતો. તેના મરણના સમાચાર, પેલી રાતે મેં જોયેલા બનાવની સાથે એટલા બધા મળતા હતા કે તેથી હું દુ:ખી થયો, એટલું જ નહિ પણ અતિ ક્ષુબ્ધ અને ભયભીત બની ગયો. આ ક્ષોભ અને ભયને, ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં પણ હું મારા મોં પર ફૂટી આવતો હું રોકી શકયો નહિ.

કાશ્યપે દર્દીલી અને કઠોર દૃષ્ટિ કરી કહ્યું: 'ભાઈ! તને ચેતવવાની મારી ફરજ છે. તું અત્યારે ઊંચા પહાડની ધારે ઊભો છે. ઊંધે માથે પડે ના એટલું સંભાળજે. મલીન વિદ્યાના પાશમાં જો ફસ્યો તો મૂઆ કેડે સંસ્કારે નહિ પામે. મીનાક્ષીને એ લોકોએ બાળી નથી, દાટી છે. અને લોકો કહે છે કે એ ડાકણ છે; મૂઆ પછી પણ એની વાસનાઓ સંતોષવાના એ ફાંફાં મારે છે. અને લોકો તો એમ પણ કહે છે કે મીનાક્ષી કંઈ આ પહેલી જ વાર નથી મરી ગઈ!

માટે કહું છું, સમજ, ચેત. દેવદત્ત, સમ્યક્ પંથ પર તારી શ્રદ્ધા અવિચળ હો!'

છેલ્લા શબ્દો ઉચ્ચારતાં તેમનો કંઠસ્વર ભીનો થઈ ગયો હોય એવું મને લાગ્યું.

પછી તેઓ શાંતિથી પગલાં ભરતાં મારી ગુફામાંથી બહાર નીકળ્યા ને ચાલી ગયા.

હું હવે પૂરેપૂરો સ્વસ્થ બની ગયો હતો અને હમેશ મુજબ મારું કર્તવ્ય બજાવતો હતો. મીનાક્ષીનું રૂપ અને વૃદ્ધ કાશ્યપના શબ્દો હમેશાં મને યાદ આવતા. કાશ્યપે ભયંકર આગાહીઓ કરી હતી. પણ તેવું કંઈ અસાધારણ બન્યું નહિ તેથી મને લાગવા માંડયું કે તેમણે બતાવેલો ભય અતિશયોક્તિ ભર્યો હતો, અને મારી પોતાની બીક પણ ખોટી હતી.

પણ એક રાતે મને સ્વપ્નું આવ્યું.

હું હજી હમણાં જ સૂઈ ગયો હતો ત્યાં મને કંઈક અવાજ સંભળાયો. મારી કોણી પર મેં મારું માથું કંઈક ઊંચું કરી જોયું તો કોઈ સ્ત્રીની છાયામય આકૃતિ મારી સામે ઊભેલી દેખાઈ.

મેં તરત જ એને ઓળખી. એ મીનાક્ષી હતી!

એના હાથમાં કશું હતું નહિ, છતાં કંઈક અજ-વાળા જેવું લાગતું હતું. એ અજવાળામાં એનું આખું શરીર પારદર્શક જેવું દેખાતું હતું. એના ઉઘાડા હાથ દૂધના ફીણ જેવા લાગતા હતા. એના શબને જે સફેદ રેશમી વસ્ત્ર ઓઢાડેલું મેં જોયેલું તેજ માત્ર અત્યારે તેના શરીર પર હતું. આથી, અર્ધનગ્નતાથી જાણે શરમાતી હોય તેમ એ વસ્ત્રના છેડા વડે પોતાનો ઉરઃપ્રદેશ ઢાંકી રાખવા તે નિષ્ફળ મથતી હતી. તે એટલી ફિક્કી દેખાતી હતી કે એના ખાંપણનો શ્વેત રંગ એની ચામડીના શ્વેત રંગની સાથે ભળી જતો હતો.

એ જીવતી હો યા મરેલી, પ્રતિમા હો કે સ્ત્રી, છાયા હો કે શરીર, પણ એનું સૌન્દર્ય એવું ને એવું હતું. માત્ર એની આંખની લીલી ચમક જરા ઓછી થઈ હતી, અને એના હોઠ જે પહેલાં પરવાળાં જેવા લાલ હતા, તે અત્યારે તેના ગાલના જેવા જ ફિક્કા હતા—બહુ બહુ તો કરમાયેલા ગુલાબની સહેજ રતાશનો તેમાં ભાસ થતો હતો એટલું કહી શકાય. એના કેશમાં નાખેલાં ફૂલ અત્યારે સાવ વીલાઈ ગયાં હતાં, અને એની એકે એક પાંખડી અમળાઈને તૂટી પડી હતી.

ગમે તેમ, પણ તે મોહક હતી. એવી મોહક કે

કોઈ અકળ અને ગૂઢ રીતે તે મારી ગુફામાં આવી ઊભી હતી તે છતાંયે હું તેનાથી જરાયે ચમક્યો નહિ કે બીન્યો નહિ.

તે મારા પગ આગળ બેઠી. પછી મારી સામે ઝૂકી રૂપાની ઘંટડી જેવા રણુકદાર અને મલમલ જેવા મૃદુ સ્વરે તે બોલી: આવો મધુર અવાજ મેં જગતમાં બીજા કોઈના પણ કંઠમાંથી નીકળતો સાંભળ્યો નથી.

તે બોલી:

"મને આવતાં જરા મોડું થયું; નહિ, પ્રિયતમ ? તમે તો ધાર્યું હશે કે હું તમને ભૂલી ગઈ. પણ હું ક્યાંય દૂરથી આવું છું—ત્યાંથી ભાગ્યે જ કોઈ કદી પાછું આવી શકતું હશે. ત્યાં નથી ઊગતો સૂરજ કે નથી ઊગતો ચંદ્રમા. કેવળ માત્ર અનંત શૂન્ય આકાશ અને ઓછાયા. ન મળે રસ્તો કે ન મળે ચીલો. ન મળે ધરતી કે ન મળે હવા. ચલાયે નહિ ને ઉડાયે નહિ. છતાંયે હું અહીં આવી છું. કારણ કે પ્રેમ મૃત્યુ કરતાંયે બળવાન છે, અને તે જ છેવટે જીતશે. હાય રે! રસ્તામાં મારે કેવી કેવી બિહામણી ચીજો જોવી પડી! કેવાં દુખિયાં મોઢાં! કેટલું દુઃખ વેઠીને, હું કેવળ મારી ઇચ્છાશક્તિના જોરે, આ પૃથ્વી પર પાછી આવી છું. મારું શરીર શોધી કાઢતાં મને કેટલું વીત્યું છે! એ લોકોએ મને એવી ઊંડી દાટી ઘાલેલી કે

ખોદતાં ખોદતાં મારા તો હાથ છોલાઇ ગયા છે.” એમ કહી તેણે તેના હાથ મારા મોં પર ધર્યા. પછી કહ્યું: ‘તું આને જરા બચી કર તો, તારા હોઠની ઉષ્માએ એ રૂઝાશે, મારા પ્યારા!’

તેણે એક પછી એક તેના બંને હિમશીતલ હાથ મારા હોઠ પર મૂકયા. ખરેખર, મેં પણ એ હાથને ફરી ફરી ચુંબન કર્યાં એ અપૂર્વ સંતોષથી હસીને મારી સામે જોઈ રહી.

મારે શરમ સાથે કબુલ કરવું જોઈએ કે વૃદ્ધ બંધુ કાશ્યપનો સદુપદેશ અને મારું ભિક્ષુ જીવન હું આ વખતે સંપૂર્ણતઃ ભૂલી ગયો હતો. હું પહેલો જ હુમલો થતાં, એકદમ તાબે થઈ ગયો હતો. સામનાનો લેશ પણ પ્રયત્ન મેં કર્યો નહોતો.

મીનાક્ષીના હાથની શીતલતા મારા હાથમાં ઊંડી ઊતરી ગઈ, અને મારા આખા શરીરમાં એકદમ જોરથી કંપ પ્રસરી ગયો. બિચારી! બાલા! મેં ગમે તેટલું એને વિષે જોયું હોય તો પણ એ વળગાડ છે એવું માનતાં હજી પણ મારું મન ખચકાય છે: ગમે તેમ, એનો દેખાવ તો એવો નહોતો, આટલી સફળતાપૂર્વક ભાગ્યે જ કોઈ રાક્ષસ કદી પોતાનું સ્વરૂપ છુપાવી શકયો હશે. એણે એના અવળા પગ વસ્ત્રમાં આબાદ

છુપાવ્યા હતા, અને મારી સામે એવી રીતે મોં કરીને બેઠી હતી કે એની બેઠકમાં કે હાવભાવમાં ક્યાંયે જરા સરખી પણ અસ્વાભાવિકતા ન લાગે. તે મારા માથા પર તેનો નાનકડો હાથ ફેરવતી હતી, અને મારા બોડકા માથા પર વાળ કલ્પી એની લટો પાડતી હતી, જાણે જોવા માગતી હોય કે હું કેમ કરતાં વધારે સારો લાગું છું! હું જાણતો હતો કે હું પાપ કરી રહ્યો છું પણ પાપી સંતોષપૂર્વક મેં એની રમત ચાલવા દીધી; અને તે પણ સાથે સાથે કંઇ કંઈ આડી અવળી વાતો કર્યે ગઈ.

મને એ સમજાતું નથી કે આવા અસાધારણ સાહસની મને નવાઈ કેમ ન લાગી; ન માન્યામાં આવે એવા બનાવોને પણ તદ્દન રોજીંદા માની લેવાની, સ્વપ્નમાં, માણસની વૃત્તિ હોય છે તે પ્રમાણે મને પણ આમાં કંઇ પણ અસ્વાભાવિક લાગ્યું નહિ.

તે બોલી: 'હું તો તને જનમોજનમથી ચાહું છું, પ્રિયતમ! કંઈ ક્યારનીયે હું તને શોધતી હતી. તું મારો આદર્શ હતો, તું મારૂં જીવન હતો, તું મારું સૌભાગ્ય હતો, તું મારૂં સર્વસ્વ હતો. હું તને શોધતી હતી. છેવટે એ કાળ ચોઘડિયે મેં તને ચૈત્યાગારમાં જોયો. જોયો ને તરત હું ઓળખી ગઈ: 'આ જ એ!' મેં તારી સામે જોયું. મારી એ દૃષ્ટિમાં

મેં મારો તમામ પ્રેમ ભૂતકાળનો ને ભવિષ્યકાળનો—ઠાંસ્યો હતો. મોટા બૃહસ્પતિને યે તિરસ્કારી કાઢે તેવી એ દૃષ્ટિ હતી, ભલભલા રાજાધિરાજને યે ભરી સભામાં મારા પગમાં આળોટાવે એવી એ દૃષ્ટિ હતી. પણ તું ભારે હઠીલો. તને તારો ભગવાન્ ગમ્યો, હું ન ગમી.

"હાય રે! એ ભગવાનનું નામ સાંભળીને મારું કાળજું કપાઇ જાય છે! એના ઉપર હું ખૂબ દાઝે બળું છું. કારણ કે એના ઉપર તને પ્રેમ છે, અને મારા કરતાંયે વધારે પ્રેમ છે!

"મારા જેવું દુઃખી દુનિયામાં બીજું કોઈ નહિ હોય! તમારા સમસ્ત હૃદયની મારે ધણિયાણી બનવું છે—કોણ જાણે કદી પણ બની શકીશ કે નહિ! તે જેને એક ચુંબન કરી ફરી જીવતી કરી તે આ તારી મૃત મીનાક્ષી, તારી ખાતર, એક માત્ર તારા પ્રત્યેના પ્રેમની ખાતર મોતની દુનિયામાંથી, કંઈ કેટલાં જોખમો વેઠીને આવી છે, અને તને સુખી કરવાના એક માત્ર હેતુથી ફરી શરૂ કરેલી જીંદગી તને સમર્પણ કરવા આવી છે."

તે બોલતી જતી હતી ને વચમાં વચમાં સામાને ઉન્મત્ત બનાવી મૂકે તેવાં લાડ કરતી જતી હતી. એમ કરીને તેણે મારી ઇન્દ્રિયોને અને મારી બુદ્ધિને એવી બહેર મારી દીધી કે એને દિલાસો આપવા, એને ખુશ

કરવા આ ભયાનક જૂઠાણું ઉચ્ચારતાં પણ હું ડર્યો નહિ કે "હું ભગવાનને ચાહું છું તેટલી જ તને પણ ચાહું છું."

તેની આંખોમાં નવી રોશની આવી. તે શનિના ગ્રહ જેવી ચમકી.

'સાચું કહો છો? સાચું કહો છો? જેટલા ભગવાનને એટલી જ મને?' પોતાના રૂપાળા હાથથી મને બાઝી પડીને એ બોલી: 'તો ચાલ મારી સાથે, આવ હું કહું ત્યાં. ફેંકી દે આ ગંદાં બેઢંગ લુગડાં! આવે મારી સાથે ને જો, મોટા મહારાજાયે તારી અદેખાઈ કરશે. મારા પ્રિયતમ બનવું એ કંઈ નાનીસૂની વાત નથી. તારા જીવનની એ મોટામાં મોટી સિદ્ધિ ગણાશે. ભલભલાએ મારા પ્રેમની ભીખ માગવા આવતાં મારા પગની ઠોકરો ખાધી છે—મોટા આચાર્યો ને અરહંતોને યે મેં તુચ્છકારી કાઢયા છે. તેમનાં નામ ઉપર હું થૂંકી છું, પણ તારા ઉપર હું મારૂં સર્વસ્વ ન્યોછાવર કરી દઉં છું. તું ભાગ્યશાળી છે! આહ! આપણે કેવું સુખી જીવન જીવીશું, કેવો સોનેરી મજા માણીશું! ક્યારે ઊપડશું, બોલ?'

'કાલે! કાલે!' ચિત્તભ્રમ જેવી અવસ્થામાં હું બોલી ઊઠયો.

'તો કાલે, નક્કી !' તેણે જવાબ દીધો. "એટલામાં હું મારાં કપડાં પણ બદલી કાઢીશ. આનાથી તો પૂરું અંગે ઢંકાતું નથી. આવું મુસાફરીમાં ન ફાવે. મારે મારા નોકરચાકરોને પણ ખબર આપવી પડશે—બિચારા મને મરેલી સમજી રૂવે છે. પૈસોટકો, કપડાં-લત્તાં, ગાડીઘોડા, બધું તૈયાર હશે. હું કાલે બરાબર આ જ વખતે તને તેડવા આવીશ. તૈયાર રહેજે, મારા પ્રાણ !"

તેણે મારા કપાળ પર એક ચુંબન કર્યું.

પેલું અજવાળું દેખાતું હતું તે હોલવાઈ ગયું. મને હવે કશું જ દેખાતું નહોતું. ઊંઘના ભારે બોજાથી હું નંખાઈ ગયો, અને બીજી સવાર સુધી સૂસ્ત પડી રહ્યો.

: ૬ :

હું હમેશ કરતાં મોડો ઊઠયો. રાતના વિચિત્ર અનુભવની સ્મૃતિએ મારો આખો દિવસ બગાડયો. મારા મનમાં ભીષણ ઉત્પાત મચી ગયો હતો. છેવટે મેં મન મનાવ્યું કે મારી બહેકેલી કલ્પનાનું જ એ પરિણામ હતું. મન ભલે મનાવ્યું, પણ એ અનુભવની છાપ એટલી બધી તીવ્રપણે ઊઠી હતી કે બધું મિથ્યા હતું એમ માનવું મુશ્કેલ હતું. “ભગવન્ ! મારા મનમાંથી દુષ્ટ વિચારોનો નાશ કર, અને ઊંઘમાં મારું રક્ષણ કર.’ એવી મનમાં પ્રાર્થના રટતો હું સૂઈ ગયો.

તરત જ મને ઊંઘ આવી ગઈ: મારું સ્વપ્ન શરૂ થઈ ગયું. મીનાક્ષી મારી સામે જ ઊભી હતી. પણ

અત્યારે એ કાલની પેઠે સફેદ ખાંપણમાં દેહ લપેટીને નહોતી આવી, તેમ એના ગાલ પર અત્યારે મૃત્યુની ફિક્કાશે નહોતી. આજે એ આનંદી, ચેતનાભરી અને થનગનાટવાળી હતી; અને પહોળા સોનેરી પાલવવાળી ભભકદાર લીલી રેશમી સાડી તેણે પહેરી હતી. માથાના કાળા ભમર કેશ પણ મનોહર રીતે હોળેલા હતા, અને તેની બે ચાર નાજુક લટો લમણા પર ને ડોક પર સાપોલિયાંની પેઠે રમતી હતી. તેના હાથમાં એક નાનકડો ચાબૂક હતો—ચાબૂકના હાથામાં સોનાની સીસોટી હતી.

મને ધીરેથી ચાબૂક અડકાડી તેણે કહ્યું:

'વાહ રે, મારા ઊંઘનારા! આજ તારી તૈયાર રહેવાની રીત કે? મેં તો ધાર્યું કે તું વાટ જોતો બેઠો હોઈશ. ઊઠ, ઊઠ જલદી. મોડું થાય છે.'

હું એકદમ ઊભો થઈ ગયો.

'લે, આ પહેરી લે, પછી જઈએ.'

આમ કહી તેણે એક નાનકડી પોટલી મારી સામે ધરી.

'નીચે ઘોડા હણહણાટી દઈ રહ્યા છે. અત્યારે તો

આપણે દશ ગાઉ નીકળી ગયા હોઇએ.' તેણે મીઠાશ-થી ઠપકો આપતાં કહ્યું.

મેં ઝટપટ કપડાં પહેરી લીધાં—મને આ કપડાં પહેરતાં પણ પૂરું આવડતું નહોતું, મારું અજ્ઞાન જોઈ તે ખડખડાટ હસી પડતી, ને કેમ પહેરવું તે મને બતાવતી. પછી તેણે મારા કપાળ પર, ગાલ પર ને હડપચી પર તેના કોમળ હાથ ફેરવ્યા, અને મારા હાથમાં સોનાના પતરામાં મઢેલો નાનકડો સુંદર આયનો પકડાવી દીધો, ને કહ્યું:

'કેમ, કેવા દેખાવ છો હવે? મને દાસી તરીકે આપની સેવામાં રાખશો ખરા?'

હું હવે પહેલાંનો માણસ રહ્યો નહોતો. આયનામાં મોં જોઇને હું ભુલાવામાં પડી ગયો—હું મને જ ઓળખી શકયો નહિ. પથરામાંથી ઘડેલી પ્રતિમા પથરાથી જેટલી જુદી પડે તેટલો હું અત્યારે મારા જૂના રૂપથી જૂદો પડતો હતો. મારું જૂનું રૂપ તો મને માત્ર ઝાંખી કદરૂપી છાયા જેવું લાગ્યું. હવે મને એકાએક ભાન થયું કે હું રૂપાળો છું. આ નવા પરિવર્તનથી મારું મિથ્યાભિમાન જાગૃત થઈ ગયું. થોડાક લૂગડાંના કકડાઓમાં માણસને સમૂળો પલટી નાંખવાની આવી જબરદસ્ત તાકાત છે એ જોઈ હું આભો બની ગયો. કપડાંને પણ સ્વતંત્ર જીવ હોય

એવું લાગ્યું, અને એ જીવે ઘડીકમાં મારા જીવ ઉપર આધિપત્ય જમાવી દીધું.

ગુફા બહુ જ સાંકડી હતી છતાં—અને એ આટલી બધી સાંકડી છે એની આજે જ મને ખબર પડી—મેં મારી ગુફાની અંદર ગર્વથી આમ તેમ આંટા માર્યા. મીનાક્ષી મરક મરક હસતી ઊભી ઊભી જોઈ રહી હતી. તે બહુ પ્રસન્ન લાગતી હતી.

'બસ, બહુ રમત કરી; હવે ઊપડીએ. આપણે બહુ દૂર જવાનું છે; જતાં મોડું થઈ જશે.'

તે મારો હાથ પકડી મને દોરી ગઈ.

રાત્રિ નિસ્તબ્ધ હતી. પવન પણ થંભી ગયો હતો. એક પાંદડું પણ ફરકતું નહોતું. મને નવાઈ લાગી કે અહીં આટલું બધું બની રહ્યું છે, મીનાક્ષી આવે છે, ખડખડાટ હસે છે, ને મને લઈને જાય છે, ઘોડાઓ પણ હણહણાટી દે છે છતાં કેમ કોઈ જ જાગતું નથી; કૂતરો યે ઘણા દિવસની ઊંઘ કાઢતો હોય એમ કોકડું વળી પડયો છે, એ પણ લગીરે સળવળતો નથી. પણ મને એ ગમ્યું. વખતે કોઇ જાગી જાય, ને મારે શરમાવું પડે એવી મારા મનમાં ઊંડી ઊંડી બીક હતી. તેથી સઘળું શૂમશાન જોઈ હું રાજી થયો.

પહાડ પરથી નીચે ઊતરતાં જ પેલો બાહુક

દેખાયો. ત્રણ ઘોડાઓની લગામો તેણે હાથમાં પકડી રાખી હતી. ત્રણે ઘોડા પહેલાંના જેવા જ કાજળકાળા હતાં, હૃષ્ટપુષ્ટ અને રૂવાબદાર. ત્રેતાયુગના રાજા નળ પોતાનો અશ્વમંત્ર કોઈને વારસામાં આપી ગયાનું મારા જાણવામાં નથી—જો કે તેમનું એ ગુપ્ત નામ તો આ માણસે ધારણ કરી લીધેલું જ હતું. પણ ઋતુપર્ણ રાજાને લઈને દમયંતીના સ્વયંવરમાં જતાં, આ ઘોડાઓ કરતાં તેમના ઘોડા વધારે ઝડપથી નહિ ગયા હોય એટલું હું હોડ બકી કહી શકું છું. અમે પવનની પેઠે ઊડતાં જતાં હતાં, અને અમારો રસ્તો અજવાળવા ઊગ્યો હોય એમ હમણાં જ ક્ષિતિજ પર ઊગેલો ચંદ્રમા, રથમાંથી છૂટા પડી ગયેલા પૈડાની પેઠે આકાશમાં ગબડતો હતો; અમારી પાછળ દોડી દોડીને હાંફી ગયો હોય એમ એ અમારી જમણી બાજુએ એક ઝાડથી બીજે ઝાડ કૂદકારા મારતો દેખાતો હતો.

થોડી વારમાં અમે એક મેદાનમાં આવી પહોંચ્યાં; ત્યાં એક મોટો રથ અમારી રાહ જોતો ઊભો હતો. અમે એમાં બેઠા કે તરત એ ઊપડયો. રથને જોડેલાં પ્રાણીઓને જોઈ મને નવાઈ લાગી. હરણના જેવા પગવાળા, અશ્વના જેવા શરીરવાળા માથે ઊંચાં શિંગવાળા આ કયાં પ્રાણીઓ હશે તે હું હજી નક્કી

કરી શકયો નથી. તેમને જોયાનું મારું આશ્ચર્ય હજી શમ્યું નથી.

મારો એક હાથ મીનાક્ષીની કમરે વીંટાયેલો હતો અને તેના અડધા ઉઘાડા ઉર:પ્રદેશને સ્પર્શતો હતો. મેં મારા બીજા હાથમાં એનો એક હાથ જોરથી પકડી રાખ્યો હતો. તેણે માથું મારા ખભા ઉપર ઢાળ્યું હતું. આવું સુખ મેં કદી અનુભવ્યું નહોતું. મને લાગ્યું, હું સંપૂર્ણ સુખી છું. એ સુખની પળે હું બધું જ ભૂલી ગયો. પ્રલોભનમાં હું એટલો બધો ખેંચાઈ ગયો હતો કે માતાના ઉદરમાં મેં શું કર્યું તે જેમ મને યાદ નથી તેમ હું કોક દિવસ ભિક્ષુ હતો એટલું પણ અત્યારે મને યાદ હતું નહિ.

એ રાત્રિ પછી હું બેવડું જીવન જીવતો હતો. મારા એક શરીરમાં એકી સાથે બે માણસ વસતા હતા; અને બંને એક બીજાથી અજાણ્યા હતા. કોઈક વખત મને થતું કે હું ભિક્ષુ છું પણ રાજકુંવર હોવાનાં મને રોજ સ્વપ્નાં આવે છે; તો કોઈક વખત થતું કે હું રાજકુંવર છું પણ ભિક્ષુ હોવાનાં મને સ્વપ્નાં આવે છે. સ્વપ્ન શું ને સાચું શું તે હું નક્કી કરી શકતો નહોતો. સ્વપ્ન ક્યારે પૂરું થાય છે ને

સાચું જીવન ક્યારે શરૂ થાય છે તેની મને સમજ પડતી નહોતી.

લહેરી વિલાસી રાજકુંવર ભિક્ષુને જોઈને હસતો, અને ભિક્ષુ રાજકુંવરની વિલાસપ્રિયતા જોઇ એનો તિરસ્કાર કરતો. પાણી અને તેલ ભેગાં કરવામાં આવે છતાં અલગ રહે તેવી રીતે આ બે માણસો એક શરીરમાં રહેતા હતા છતાં ભિન્ન હતા. આ હકીકત ગમે તેટલી વિચિત્ર લાગતી હોય, તો પણ એટલું સત્ય છે કે હું પાગલ નહોતો. મને મારાં બન્ને જીવનની ઘટનાઓ પૂરેપૂરી યાદ રહેતી. માત્ર મને એક જ વાત નહોતી સમજાતી કે આવા બે જુદા જુદા માણસો એકી સાથે કેવી રીતે વસી શકતા હશે ? તે દિવસોમાં હું મને ભિક્ષુ દેવદત્ત સમજતો હતો કે પછી મીનાક્ષીનો પ્રિયતમ દેવદત્તરાજ સમજતો હતો તે સમસ્યાનો ઉકેલ હું હજી પણ કરી શક્યો નથી.

હું સ્તંભતીર્થમાં રહેતો હતો, અથવા રહું છું એવું હું ધારતો હતો. હજી પણ હું એ બાબતમાં સાચા ખોટાનો બરાબર નિર્ણય કરી શકતો નથી. અમે સાગરકાંઠે એક ભવ્ય પ્રાસાદમાં રહેતાં હતાં— એવા પ્રાસાદમાં માત્ર રાજા જ રહી શકે. નાચગાન અને અભિનયોમાં અમારો વખત પસાર થઈ જતો.

મીનાક્ષીને જીંદગીની મોજ માણતાં આવડતી

હતી. તેના સ્વભાવમાં જ કંઈક એવું હતું. અને હું વીસે વસા રાજકુંવર બની ગયો હતો, અને જાણે સીધો સ્વર્ગમાંથી ઊતરી આવ્યો હોઉં એમ ખૂબ મિજાજમાં રહેતો હતો. મોટા અરહંત પણ વાટમાં મળે તો લેશ વિનય ન દાખવું એવી મારી રીતભાત હતી. પૃથ્વી ઉપર મારા જેવો ઉદ્ધત કોઈ બીજો કદી જન્મ્યો નહિ હોય.

મારા સોબતીઓ પણ મારા જેવા જ હતા—વિલાસી, ઉદ્ધત, કમઅક્કલ અને બેઠાખાઉ. અમે ગાળા-ગાળી કરતા ને મારામારી પણ કરતા. એક બીજાને શાપતા ને ગર્વિલી વાણીથી ડામતા.

મીનાક્ષી કોઈ અદ્દ્ભુત નારી હતી. ઘડીએ ઘડીએ તે નવાં નવાં રૂપ ધરતી, નવી નવી મોહિની ધારણ કરતી. તેના હાવભાવ ઘડીએ ઘડીએ બદલાતા રહેતા. જાણે જગતની તમામ નારીઓ એનામાં આવી વસી હતી! એટલું વિપુલ એનું નાવિન્ય હતું.

મારા પર એ અનહદ પ્રેમ વરસાવતી હતી. મોટા મોટા ચક્રવર્તીઓને પણ એ ઠોકર મારતી હતી એવું જે એણે મને કહેલું તે ખરેખર સાચું હતું. એવા કેટલાયને મેં એમ નિરાશ થઈને એના ઊંબરેથી પાછા ફરતા જોયા હતા.

ધનની એને ખોટ નહોતી. એ એને નહોતું જોઈતું.

એને તો જોઈતા હતા પ્રેમ, મસ્ત પ્રેમ, પૂરેપૂરો પ્રેમ, અનાવિલ પ્રેમ, પોતે જ જગાડેલો પ્રેમ, એનામાં જ ઉત્પન્ન થઈ એનામાં જ સમાઈ જાય એવો અદ્વિતીય પ્રેમ.

મારા રાજવી જીવનમાં હું બધી વાતે સુખી હતો, માત્ર એક જ વાતનું મને દુઃખ હતું. તે એ કે દરરોજ હું કોઇ શાપની પેઠે ભયંકર ઓથારથી પીડાતો, મને થતું કે હું બૌદ્ધ ભિક્ષુ છું, કોઇ ગુફામાં રહું છું, અને રાતે વીતાવેલા વિલાસી જીવનનો મેલ ધોવા દેહ મનને દળવાની તપસ્યા કરું છું. બાકી મીનાક્ષીના સંગમાં હોઉં ત્યારે તો મને આમાંનું કાંઈ જ યાદ આવતું નહિ.

: ૭ :

હું ભિક્ષુનું ને રાજકુંવરનું એમ બેવડું જીવન જીવતો હતો. પણ બંનેય જીવન કેવાં ઓતપ્રોત હતાં તે નીચેના એક પ્રસંગ પરથી સમજાશે.

એક સાંજે હું ભગવાન શ્રી બુદ્ધનું પતિતપાવન જીવન વાંચતો હતો. બે ભિક્ષુઓ મારી સામે શ્રદ્ધા-ભાવે બેઠા હતા, ને ભગવાનના ચરિત્રનું શ્રવણ કરતા હતા.

મહાભિનિષ્ક્રમણનો પ્રસંગ ચાલતો હતો. ભગવાને દુનિયાનું દુઃખ જોયું અને એમનું મન હલી ઊઠયું. તેમના મનમાં પ્રશ્ન જાગ્યો: આ ખરું કે આ? આ દેખાય છે તે ખરું કે જે નથી દેખાતું તે ખરું?

આ સ્ત્રી, આ પુત્ર, આ મહેલ, આ બગીચો, આ પંખીઓનો કલરવ, આ ખળખળ વહેતું પાણી, આ મોરનો કેકારવ, પારેવાંનો ઘુઘવાટ, આ આનંદ, આ મોજ, આ સુખ, આ વિલાસ—આ સાચું કે ગઈ કાલે મેં જોયેલું પેલું ઘડપણ સાચું ? પેલી માંદગી સાચી ? પેલું મૃત્યુ સાચું ? દરેક જીવ જીવે છે તે સાચું કે તે મરે છે તે સાચું ? તો પછી સુખ શામાં છે ? જીવવામાં છે કે મરવામાં ? વિલાસ-માં છે કે વિલાસની પેલે પાર છે ? આ યૌવન સાચું કે પેલું ઘડપણ સાચું ? પેલું મૃત્યુ સાચું ? આ સ્ત્રી, આ પુત્ર, આ રાજવૈભવ એ મારા સુખના સાધનો છે એ સાચું કે પછી એ બધાં માત્ર મિથ્યા વાનાં છે એ સાચું ?

ભગવાનનું મન વિહ્વળ બની ગયું. તેમને લાગ્યું કે હું આ બધા વૈભવના કિલ્લામાં પુરાયેલો છું ખરો, પણ આ કિલ્લાની બહાર દેખાય છે તે દુનિયા યે આના જેટલી જ સાચી છે. જો એમ જ હોય તો પછી, ખરેખરી સાચી દુનિયા આ બેમાંથી એકે નથી. નથી આ વૈભવ સાચો, નથી આ સુખ સાચું: કારણ કે આ વૈભવનો વિનાશ સંભવે છે, આ સુખનું અનિવાર્ય પરિણામ રૂપે દુઃખ સંભવે છે. યુવાની અનંત નથી, તેનો અંત ઘડપણ, બીમારી, અને મૃત્યુમાં છે. માટે આ સાચું નથી. સાચું કંઈક બીજું જ છે—જો હોય તો.

મારે એ શોધવું જોઈશે. તે વગર મારા ચિત્તની શાંતિ થનારી નથી.

ભગવાને વિચાર્યું: શું મારા જ ચિત્તની શાંતિને માટે હું મથું છું? શું મારે જ એકલાને એવી શાંતિની જરૂર પડી છે? તો શું બીજાં બધાનાં ચિત્ત શાંત છે? ના, એવું તો નથી લાગતું. બધેથી દુ:ખની ચીસો સંભળાય છે. એ દુ:ખ દૂર કરવા સુખનો કોઈ ચોક્કસ માર્ગ મારે શોધવો જ જોઈશે. હું નહિ શોધું તો એ કોણ શોધશે? જગત મને, પોકાર પાડીને કહે છે કે ઊઠ, રાજકુંવર, ઊઠ! રાજલક્ષ્મીને દેહલક્ષ્મીની પ્રાપ્તિથી સુખ મળે છે એ તારી ભ્રમણા છે. સુખ એ બેથી અલગ છે, દૂર છે. શોધ, તને જડશે!

વાંચતાં વાંચતાં મારી આંખે અંધારાં આવવા લાગ્યાં. મેં જોયું તો મારી સામે બેઠેલા બેઉ ભિક્ષુઓની આંખોમાંથી આંસુનો ધોધ વહેતો હતો. પણ મારી આંખો ત્યાં ઠરી નહિ, એક પળમાં મારું મન કોઈ બીજી જ દુનિયામાં દોડી ગયું—જ્યાં હું રાજકુંવર હતો, ને મોજમજા માણતો હતો. સેંકડો નોકરચાકરો મારી તહેનાતમાં રહેતા હતા. સુગંધમય ઉપવનમાં, ફૂલોના સજાવેલા હીંચકા ઉપર હું રૂપરમણી મીનાક્ષીની જોડાજોડ બેસીને હીંચકતો હતો. એક પળમાં મારા મનમાં અસંખ્ય સવાલો જાગી પડ્યા,

સુખ ક્યાં છે ? આ ભિક્ષુ જીવનની શુષ્કતામાં કે રાજવી જીવનની વિલાસિતામાં ? ભગવાન પોતે રાજકુંવર જનમવાને બદલે ભિક્ષુ જન્મ્યા હોત તો એમણે એ જીવનનો ત્યાગ કરી રાજકુંવરના વિલાસી જીવનમાં સુખ શોધ્યું હોત કે નહિ ? હું નથી સમજતો કે આવી ઢંગ વગરની, અર્થહીન દલીલ મારા મગજમાં પેદા થઇ કેવી રીતે ? આજે કહી શકું છું કે કદાચ વિલાસિતાનું જ એ પરિણામ હશે. પણ એ દિવસે, ખરેખર, એ દલીલના પ્રભાવમાં મસ્ત બની ગયો. મને થયું: ના, ના, આ ભિક્ષુ જીવન નિરર્થક છે, માણસનું સાચું રૂપ એમાં ઢંકાઈ જાય છે, પોતે શું છે તેની જ એમાં માણસને સમજ પડતી નથી. હું કોઈ ભ્રમમાં ફસેલો છું, મારું સાચું સ્વરૂપ આ નથી—બીજું જ છે. એ બીજા સ્વરૂપમાં દોડી ગયા વગર મને સુખની પ્રાપ્તિ થવાની નથી, મને સ્વસ્થતા મળવાની નથી.

મને યાદ છે કે હું આવા વિચારોમાં એવો લીન બની ગયો હતો કે ભિક્ષુઓ મારી સામે તાકી રહ્યા હતા, ને મારો અન્યમનસ્ક ભાવ જોઇ આભા બની ગયા હતા તેની મને ખબર નહોતી. એમની બૂમોથી યે હું ભાનમાં ન આવ્યો, ત્યારે કંટાળીને તે લોકો જતા રહ્યા હશે; પણ જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે જોયું તો હું સ્તંભતીર્થમાં રાજવૈભવ ભોગવતો હતો. સોનાના આસન ઉપર હું મુલાયમ રેશમી વસ્ત્રોમાં

સુસજ્જ થઈ ને બેઠો હતો; સામે મૂકેલા અનેક અરસાઓમાં મારાં અસંખ્ય પ્રતિબિંબો પડતાં હતાં તે જોઈ હું મનમાં પ્રસન્ન થતો હતો ને કહેતો હતો; વાહ! શું રૂપ છે! વિધાતાએ બીજું કંઈ નહિ, માત્ર આ એક જ રૂપ, અને બીજું મીનાક્ષીનું રૂપ ઘડીને જ હાથ ધોઈ નાખ્યા હોત તો ખોટું નહોતું! બે દાસીઓ રૂપાના હાથાવાળી ચામર ઢોળતી હતી. એક તાંબુલ બનાવતી હતી. મીનાક્ષી મારી પડખે બેઠેલી હતી—બેસવામાં એણે મારો એક સાથળ દબાવેલો હતો. એની આંખો મારી આંખોમાં કંઈક ખોજતી હતી એમ લાગતું હતું. એના હોઠ એના હૈયાની ઉત્કટ સ્નેહલાગણીઓને પ્રગટ કરવા ફૂલું ફૂલું થતા હતા. એની પારદર્શક ડોક વંકી છટાએ ઢળેલી હતી. એની કુંળી આંગળીઓના નખ દીપિકાઓ ઉપર જ્યોત જેવા ઝગમગતા હતા.

હાથની એક ભંગિ કરી એણે તાંબુલવાહિનીના હાથમાંથી પાન લીધું ને બીજી વિશિષ્ટ ભંગિ કરી તે પાન મને ખવડાવ્યું. હું હિંમતથી કહું છું કે એ ભંગિ જોયા પછી, એના હાથનું ઝેર પણ ખાઈ લેવાનું મન થઈ જાય.

થોડીવારમાં વર્ષાઋતુના નવમેઘના જેવો ઘનઘન અવાજ આવવા માંડયો. ઢોલકના અવાજની સાથે

ઘડીકમાં નાચગાન શરૂ થઈ ગયાં. મીનાક્ષીએ ડાબો હાથ મારી ડોકે વીંટાળેલો હતો, તે ધીરે ધીરે છૂટો થયો. મારા પડખામાંથી તે ધીરે ધીરે ખસી. એના પગોમાં ને હાથમાં ચંચળતા પ્રવેશેલી મેં જોઈ ન જોઈ એટલામાં તો એના અંગેઅંગમાં ને સ્નાયુએ સ્નાયુમાં નૃત્યની ચંચળતા દેખાઇ. મીનાક્ષી નૃત્ય કરતી હતી! જાણે શ્વેત સંગેમરમરની પ્રતિમા મંદિરના ગર્ભદ્વારમાંથી એકાએક બહાર દોડી આવી વાતાવરણને ચકિત કરી રહી હતી. એના એકે એક અંગમરોડમાં ભાવનો એવો પ્રચંડ આવિષ્કાર હતો કે મારું ચિત્ત બધું ભૂલીને એમાં જ તન્મય બની ગયું, જાણે હું સુખની સમાધિમાં ડૂબી ગયો. મારા શરીરનું તમામ ચૈતન્ય મારી આંખોમાં ને કાનમાં આવી બેઠું હતું ને ખોબે ખોબે આ અનુપમ રસનો આસ્વાદ લેતું હતું.

આવું કેટલો વખત ચાલ્યું તે કહી શકતો નથી. કદાચ ઘણો વખત ચાલ્યું હશે. પરંતુ એક પળે હું નિરાશ થઈ ગયો. સાત દિવસના તૃષાતુરને ખોબો જળ મળે, ને ઓચિંતાનું એને ભાન થાય કે ખોબાનાં છિદ્રોમાંથી મહામૂલું પાણી ઢળી જાય છે તેમ મને એકાએક આ નૃત્યગાનની રમઝટમાં બંધુ કાશ્યપના બોલ યાદ આવ્યા: ‘સમજ, ચેત. દેવદત્ત! સમ્યક્ પંથ પરની તારી શ્રદ્ધા અવિચળ હો!’

કહેતાં મને શરમ આવે છે કે આ પછીયે મારા મને ફરી ગુલાંટ ખાધી. ફરી હું એ નાચગાનની રસ-મસ્તીમાં તરબોળ થવા મથ્યો. પણ વળી ફરીને મારું મન દોડી ગયું—આ વખતે નૃત્ય સંગીતનાં આંદોલનો નીચે પેલી પાર એ પહોંચી ગયું—કોઈ બીજી જ દુનિયામાં, જ્યાં નાચ નહોતો, ગાન નહોતું, રંગ નહોતો, રૂપ નહોતું, વિલાસ નહોતો, પરિગ્રહ નહોતો. એ ભિક્ષુની દુનિયા હતી, સંથાગાર હતો. એ જોઈ મારું મન બોલ્યું: ઓહ! અહીં કેવી શાંતિ છે! બધું કેવું રૂડું છે!

સવારના પહોરમાં વહેલા ઊઠીને નિત્યકર્મ કરતા ભિક્ષુઓનો અવાજ મારે કાને પડ્યો. હું બોલ્યો: રાજવૈભવમાં સુખ નથી, સુખ અહીં છે. વૈભવનું જીવન સાચું નથી, સાચું જીવન આ છે.

ઝટપટ પથારીમાંથી ઊભો થઈ હું ગુફામાંથી બહાર આવ્યો. મારા બે શિષ્યોએ આવી મને પ્રણામ કર્યા ને કહ્યું: 'ગુરુદેવ! આપનાં દર્શન આજે બહુ મોડાં થયાં. અમારો એવો શો અપરાધ થયો છે, જી?'

ખરેખર, હું બહુ મોડો ઊઠયો હતો—મારા ભિક્ષુ જીવનમાં હું સાવ અનિયમિત બની ગયો હતો. આવું કેટલોક વખત ચાલ્યું. પછી મને એમ જ લાગવા

માંડયું કે મારું ભિક્ષુ જીવન કેવળ સ્વપ્ન છે, કોઈ ભયાનક શાપ છે. એ જીવન દેખાય છે દિવસે વીતતું હોય તેવું, પણ તે રાતનું જીવન છે અને તેથી મિથ્યા છે. આથી હું રાતને દિવસ, અને દિવસને રાત સમજતો થયો. ઘણીવાર હું સંથાગારના બીજા ભિક્ષુઓની સામે આંખો ફાડી જોઈ રહેતો કે આ બધાઓ ખરેખર સાચાં પ્રાણીઓ છે!

: ૮ :

મીનાક્ષીની તબિયત જોઈએ તેવી નહોતી, એની લાલાશ દિવસે દિવસે ઓસરતી જતી હતી. દૂર દૂરથી વૈદ્યરાજોને બોલાવ્યા, પણ કોઈ તેનું દરદ કળી શક્યું નહિ, કે તેને શું દવા આપવી તે નક્કી કરી શક્યું નહિ. તેઓ ગમે તે કોઈ નિર્દોષ દવા આપી ચાલતી પકડતા, ને ફરી ડોકાતા જ નહિ.

ધીમે ધીમે મીનાક્ષી ખૂબ જ ફિક્કી પડતી ગઈ; તેનું શરીર વધારે ને વધારે ઠંડું થતું ગયું. પેલા ગૂઢ પ્રાસાદમાં પેલી ઐતિહાસિક રાતે મેં એને જેવી ફિક્કી અને જેવી મરેલી જોઇ હતી તેવી જ જાણે તે હવે બની ગઈ હતી. એને આવી રીતે ગળતી જતી જોઇ મારું હૃદય તૂટી જતું હતું. મને આમ દુઃખી

થતો જોઈ તે પણ દુઃખથી ધીમું હસી. એના હાસ્યમાં ‘હવે હું મરવાની જ છું’ એવી નિરાશા વ્યક્ત થતી હતી.

એક સવારે હું એની પથારી પાસે બેઠો બેઠો શેરડી છોલતો હતો—એક પળ પણ એનાથી અળગા ન થવું પડે એટલા માટે મારું ભોજન પણ હું ઘણી-વાર ત્યાં જ લેવાનું રાખતો. શેરડી છોલતાં છોલતાં ઓચિંતી મારી આંગળી કપાઈ. ઘા ઠીક ઊંડો ઊતરી ગયો હતો. એકદમ ગરમ ગરમ લોહીનો ફુવારો છૂટયો. તેના બે ચાર છાંટા મીનાક્ષીની ઉપર પણ પડયા.

એકદમ મીનાક્ષીની આંખોમાં નવી ચમક આવી. તેના અંગેઅંગમાં મેં કદી નહિ જોયેલો તેવો બિહામણો આનંદ વ્યાપી ગયો. કોઇ પશુ, વાંદરા કે વગડાઉ બિલાડીની ચપળતાથી તે ખાટલામાંથી કૂદી મારા જખમ ઉપર પડી, અને અકથ્ય આનંદપૂર્વક જખમમાંથી લોહી ચૂસવા લાગી. ધીમે પણ અતિ ઉત્સાહથી તે મારું લોહી પીવા લાગી—કટોરામાંથી ગરમ દૂધ પીતી હોય તેમ એની આંખો અડધી મીંચેલી હતી, અને એની લીલુમડી આંખોની કીકીઓ ગોળને બદલે લંબગોળ દેખાતી હતી. વચમાં વચમાં

તે મારા હાથને ચુંબન કરતી હતી. પછી તેણે જખમને હોઠથી દબાવવા માંડયો—રક્તનું છેલ્લું ટીપું નીચોવી લેવા. રક્ત પી લીધા પછી તે ઊભી થઈ—તેની આંખોમાં હવે પ્રભાતના ગુલાબ જેવી ભીનાશ અને ચળકાટ હતો, તેના મોંના ખાડા ભરાઈ ગયા હતા, તેનો હાથ ગરમ અને સુંવાળો હતો; તે પૂરેપૂરી તંદુરસ્ત બની ગઈ હતી અને પહેલાં કરતાં વધારે રૂપાળી લાગતી હતી.

'હું નહિ મરું! હું નહિ મરું!' આનંદથી અડધી ગાંડી બની જઇ, મારી ડોકે વળગી પડી, તે બોલી ઊઠી. "હજી હું ઘણો વખત તારા પર પ્રેમ કરી શકીશ. મારું જીવન તારી અંદર છે, મારી હયાતી તારે લીધે જ છે. તારું રક્ત એવું મૂલ્યવાન છે, એવું ઉમદા છે, કે એનાં માત્ર થોડાંક ટીપાં આખી દુનિયાનાં તમામ જીવનરસાયનો કરતાં વધારે મોંઘાં છે, ને વધારે જલદ છે. એ ટીપાંએ મારું ગયેલું જીવન પાછું આણ્યું છે, પ્રિયતમ!'

આ દૃશ્યે મારા મન ઉપર ઊંડી અસર કરી અને મારા મનમાં મીનાક્ષી વિષે વિચિત્ર શંકાઓ પેદા કરી.

તે જ સાંજે, ઊંઘમાં જ્યારે હું મારી ગુફામાં પહોંચ્યો ત્યારે બંધુ કાશ્યપનાં મને ત્યાં દર્શન થયાં. આ વખતે તેમના ચહેરા ઉપર પહેલાંના કરતાં વધારે

ચિંતા દેખાતી હતી. કેટલીયે વાર સુધી તેઓ મને નિશ્ચલ દૃષ્ટિએ જોઇ રહ્યા, અને પછી બોલ્યા.

'તારા આત્માને તો તેં ભસ્મ કર્યો, હવે તારા શરીરને ભસ્મ કરવા તું બેઠો છે. મૂઢ તરૂણ, જરા વિચારી જો, હાથે કરીને તું કેવી જાળમાં જઇ ફસ્યો છે!'

કાશ્યપે એવી રીતે આ શબ્દો ઉચ્ચાર્યા કે મારા હૃદય સોંસરા તે ઊતરી ગયા. પણ થોડા વખતમાં તેની અસર ધોવાઈ ગઈ. બીજા જ વિચારોએ મારા મનનો કબજો લઇ લીધો.

એક સાંજે હું આયનામાં મોં જોતો હતો. અચાનક આયનામાં પડતા મીનાક્ષીના પ્રતિબિંબ તરફ મારી નજર ગઈ. તેણે મારા તરફ પૂંઠ કરેલી હતી તેથી તે મને નહોતી જોઇ શકતી, પણ તે શું કરતી હતી તેની મને તેના પ્રતિબિંબ પરથી ખબર પડતી હતી. વાળુ પછી તે રોજ મને દૂધ પાતી. આજે પણ દૂધનો પ્યાલો લઈને તે આવી હતી. પણ આ વખતે મેં તેને પ્યાલામાં કંઈક ભૂકો નાખતી જોઇ.

થોડીવાર પછી મીનાક્ષીએ મને પ્યાલો ધર્યો.

પ્યાલો હાથમાં લઇ મેં તે પીવાનો ઢોંગ કર્યો—હોઠે અડકાડીને, પછી નિરાંતે પીશ કરી બારીમાં મૂક્યો. થોડીવાર પછી મીનાક્ષીએ પૂંઠ કરી કે એ તકનો લાભ લઈ મેં બધું દૂધ બારીમાંથી નીચે ઢોળી નાખ્યું.

પછી હું સૂઈ ગયો. મન સાથે નિશ્ચય કર્યો કે આજે રાત બધી જાગવું છે ને શું થાય છે તે જોવું છે.

મારે બહુ રાહ જોવી ન પડી. મીનાક્ષી અંદર આવી. હું ઊંઘી ગયો છું એવી ખાતરી થતાં તેણે મારો હાથ લાંબો કર્યો. પછી તે ધીરે ધીરે ગણુગણવા લાગી:

'એક બિંદુ....બસ એક લાલ બિંદુ....મારી સોનાની સોયની અણી પર ઠરેલું એક લાલ મોતી!....તને મારા પર હજી પ્રેમ છે, પછી મારે મરવાની શી જરૂર છે?....હા! કમનસીબ જુવાન! તારું લાલ ગરમ લોહી હું પીઉં છું! તું મારું ધન છે, મારી થાપણ છે. ઊંઘી જા, પ્રિયતમ! ઊંઘી જા મારા દેવ! મારા લાલ! હું તને નહિ પીડા કરું, હું તો માત્ર મારું જીવન ટકાવવા પૂરતું જ તારા જીવનમાંથી બે ચાર ટીપાં લઈશ. તારા ઉપર મને બેશુમાર પ્રેમ છે, નહિ તો જોઈએ એટલા માણસોને મારી ખાતર લોહી નીચોવી આપવા હું આણી શકું છું. પણ તને મેં

જોયો ત્યારથી એ બધાય પર મને તિરસ્કાર આવી ગયો છે....આહ ! કેવો સુંદર હાથ છે મારા પ્રિયતમનો ! કેવો ગોળમટોળ છે ! કેવો ગોરો છે ! આવા હાથની સુકોમળ નસ તોડવાની મારી હિંમત કેમ ચાલે ?'

આમ બોલતાં બોલતાં તેણે રડવા માંડયું. મારો હાથ તેના ખોળામાં હતો. એ હાથ ઉપર એનાં આંસુ વરસતાં હોય એવું મને લાગ્યું.

છેવટે તેણે નિર્ણય કર્યો. મારા હાથમાં તેણે સોય ઘોંચી દીધી, અને તેમાંથી નીકળતું લોહી ચૂસવા માંડયું. થોડાંક જ ટીપાં પીધાં, એટલામાં તો તેને બીક લાગવા માંડી કે હું ખલાસ થઇ જઈશ. તેથી જખમ ઉપર કંઇક દવા ઘસી દઈ તેણે ઘાનું મોં બંધ કરી દીધું.

બંધુ કાશ્યપની વાત સાચી હતી એ વિષે હવે મને શંકા ન રહી. આટલું છતાંયે મીનાક્ષી તરફની મારી ઉત્કટ લાગણીઓને હું દબાવી શકયો નહિ. તેણે માગ્યું હોત તો તે જ વખતે તેની કૃત્રિમ હયાતીને ટકાવવા મેં ખુશીથી મારા શરીરનું તમામે તમામ લોહી નીચોવી આપ્યું હોત.

વળી હું ખરેખાત કાંઇ બીન્યો નહોતો. મેં જે જોયું જાણ્યું હતું તે પરથી મને ખાતરી થઈ કે

મીનાક્ષી જીગરખોર છે. પણ મારી નસોમાં લોહી ધમધોકાર વહેતું હતું, એકદમ એ ખલાસ થઇ જવાનો સંભવ નહોતો. એણે માગ્યું હોત તો હું મારી જાતે મારો હાથ ફોડીને એને કહેત: 'પી! મારા લોહીની સાથે મારી પ્રીતને પણ તારા શરીરમાં વહેવડાવ!'

દૂધમાં નાખેલી દવા વિષે કે સોયવાળી ઘટના વિષે મેં તેને કંઇ પણ કહ્યું નહિ. હમેશની પેઠે શાંતિથી હું પડી રહ્યો.

: ૯ :

ગમે તેમ, પણ હવે મને ભિક્ષુજીવનના વિચારો વધારે ને વધારે આવતા હતા, મને એ વધારે ને વધારે સતાવતા હતા. મારા દેહમનને અંકુશમાં આણવા ને શુદ્ધ કરવા હું નવાં નવાં પ્રાયશ્ચિતો શોધતો રહેતો હતો, ને દમનના નવા નવા પ્રયોગો કરતો હતો.

મીનાક્ષીની સાથેનું મારું જીવન સ્થુલ દુનિયાનું જીવન નહોતું, પણ સૂક્ષ્મ ભુવનનું જીવન હતું. વળી મારે બળાત્કારે ખેંચાઈને તે જીવવું પડતું હતું; મારા આત્માએ તેમાં કદી સંમતિ આપી નહોતી. છતાં પણ આ સાચી યા કાલ્પનિક ભ્રષ્ટતાથી મારા હાથ ખરડાયેલા હતા એટલે ભગવાનની પૂજાનાં ફૂલને

અડકતાં પણ મારા હાથ ધ્રૂજતા હતા, કોઈવાર તો મારું આખુંયે શરીર એવું જોરથી કંપી ઊઠતું કે હું મૂર્છા ખાઈને પડી જતો.

રાતે ઊંઘમાં જ આવી બિહામણી ભ્રમણાઓ થતી, એટલે મેં નહિ ઊંઘવાનો ઠરાવ કર્યો. આંગળીઓ વડે મારાં પોપચાંને પકડી રાખી હું દીવાલ સરસો ઊભો રહ્યો, અને મારા પૂરા બળથી ઊંઘની સામે ઝઝૂમવા લાગ્યો. પણ થોડી જ વારમાં મારી આંખોમાં એવી તો ઊંઘ ભરાઈ કે મેં નિરાશ થઈને પ્રયાસ પડતો મૂક્યો, મારા હાથ થાકીને હેઠા પડયા, અને હું પાયમાલીના કિનારે ખેંચાઇ ગયો.

મને ઉત્સાહ વગર, મન વગર કામ કરતો જોઈ, અને ઘણી વખત આળસમાં કામ ઠેલતો જોઈ, બંધુ કાશ્યપે મને સખત શબ્દોમાં ઠપકો આપ્યો.

એક દિવસ હું રોજના કરતાં વધારે વિહ્વળ બનેલો હતો. તે જોઈ કાશ્યપે કહ્યું:

'તને આ ઓથારમાંથી છોડાવવાનો માત્ર એક જ રસ્તો છે. એ બહુ જોખમભર્યું પગલું છે પણ હવે લીધા વગર નહિ ચાલે. જેવો રોગ, તેવી દવા. મીનાક્ષીને કયાં દાટી છે તેની મને ખબર છે. એ

જગાએ ખોદીને તેનું શબ બતાવી એ તારી પ્રેયસીની કેવી દુર્દશા થઈ છે તે મારે તને નજરોનજર બતાવવું પડશે. એ ગંદા શબમાં કીડા પડ્યા છે, ને એનો અણુએ અણુ સડી ગયો છે એવું તું જોઈશ ત્યારે તારું મગજ ઠેકાણે આવશે. પછી તને ખબર પડશે કે તું કેવા સડેલા શબની સાટે તારા આત્માનો સોદો કરી રહ્યો છે!'

હું પોતે પણ આ બેવડા જીવનથી એવો વાજ આવી ગયો હતો કે ભિક્ષુ કે રાજકુંવર બેમાંથી કોણ સાચું છે ને કોણ માત્ર ભ્રમણા છે એનો કાયમને માટે નિર્ણય કરવાને હું આતુર હતો. મારી અંદર વસી રહેલા આ બે માણસોમાંથી જે જૂઠો હોય તેનો ટોટો પીસી દેવા હું તૈયાર હતો, અને જો કશો જ નિર્ણય ન થઈ શકે તો બેઉને ખતમ કરી દેવાની મારી તૈયારી હતી કારણ કે બેવડું જીવન બિલકુલ અસહ્ય બની ગયું હતું.

મધરાતે, કોદાળી પાવડો વગેરે થોડાંક સાધનો લઈને બંધુ કાશ્યપ આગળ ચાલ્યા, હું તેમની પાછળ ચાલ્યો. કોઈ અકળ રહસ્યનો ભેદ પામવા જતો હોઉં એવો મારા મનમાં ઉશ્કેરાટ હતો. પણ બંધુ કાશ્યપ

બિલકુલ શાંત હતા. તેમના ચહેરા પરનો સૌમ્ય ભાવ લેશ પણ વિકૃતિને પામ્યો નહોતો.

પહાડની પાછલી બાજુથી અમે ઊતરી પડયા, ને થોડા જ વખતમાં ઘણે દૂર નીકળી ગયા. અમારી પાસે કોઈ વાહન નહોતું, પણ મીનાક્ષોના ઘોડાઓ કરતાં અમારી ગતિ ઓછી ઝડપી નહોતી.

અમે એક નિર્જન સ્થળે આવી ઊભા. ચોમેર નજર કરી જોયું તો મેદાનમાં ભૂતના ઓળા જેવાં કેટલાંક વૃક્ષો ઊભાં હતાં. આષાઢી અમાસની અંધારી રાત હતી. મધરાત હતી. સાંજના વરસાદ વરસી ગયેલો, એટલે આકાશ નિર્મળ હતું. તારાઓ વધારે પ્રકાશિત લાગતા હતા.

એક ઝાડ નીચે કંઈક ઢગલા જેવું હતું ત્યાં જોવા અંધુ કાશ્યપે મને ઈશારો કર્યો. હું જોઈ રહ્યો.

‘ અહીં. ’

આટલું કહીને કાશ્યપે રોડાં પાવડાથી ખસેડવા માંડયાં. આટલા અંધકારમાં પણ હું કાશ્યપના મુખનો ભાવ સ્પષ્ટ જોઈ શકતો હતો. નિસ્તબ્ધ રાત્રિના કરતાં પણ તેમ મુખ ઉપર વધારે નિસ્તબ્ધતા હતી. મને અત્યારે એ ચહેરા પર પરિતાપની છાયા દેખાઈ. એ

જોઈ મારું હૃદય રડી ઊઠયું. મને થયું કે તેમનો હાથ પકડી કહી દઉં કે બસ, રહેવા દો આ કામ. તમારી આજ્ઞા હું માથે ચડાવું છું ! પણ મારાથી બોલાયું નહિ.

પશ્ચિમઘાટના તમામ વિહારોમાં બહુમાને પૂજાતા, આ વૃદ્ધ બંધુ કાશ્યપ આજે મારી ખાતર, કેવળ માત્ર મારા તરફના પ્રેમથી પ્રેરાઈને, અહીં, મધરાતે ઘોર-ખોદનું કામ કરતા હતા. અહો ! સંત પુરુષોનાં હૃદય કેવાં કરૂણાળુ છે !

કેટલે દિવસે આજે પહેલી જ વાર મારું મન આ રીતે વિચાર કરતું હતું.

કોઈ અમને આવી હાલતમાં જોઈ જશે તો ? આ વિચાર આવતાં હું કમકમી ઊઠયો. કયાં ભિક્ષુનું પવિત્ર જીવન; અને કયાં આ નાપાક કામ ? મારું તો ઠીક, પણ આ મહાત્મા બંધુની હજારો વર્ષની પુણ્યકમાણીનું લિલામ થઈ જાય, લોકમાં અને સંઘમાં તેમને નીચું જોવું પડે, ભ્રષ્ટ ગણાવું પડે ને અપમાનિત બની મોં છુપાવી બેસવું પડે. કારણ કે શા માટે આવું નીચ કૃત્ય તેમને કરવું પડે છે તેની સાચી હકીકત તો તેઓ કોઈને કહી શકવાના નહિ—એક માત્ર મારા હિતનો વિચાર કરીને !—આજે મહિનાઓ થયા, પણ

તેમણે કોઈને યે મારી નારકી લીલા વિષે ઈશારો સુદ્ધાં કર્યો નહોતો.

આ વિચારો આવતાં મને થયું કે આ તપોનિષ્ઠ મહાત્મા મારી ખાતર, એક સામાન્ય ભિક્ષુની ખાતર કેવું ભારે આત્મબલિદાન આપી રહ્યા છે! અને છતાં એના દિલમાં આત્મબલિદાનનો બિલકુલે ગર્વ નથી, એનું ભાન પણ નથી.

મારા માથાથી તે પગ સુધી પરસેવાના રેલા ઊતરવા માંડયા. મારાં રૂંવાટાં ખડાં થઈ ગયાં.

પાસેના એક ઝાડ ઉપરથી ઘુવડનાં બચ્ચાંએ રડવા માંડયું. દૂરથી શિયાળવાંએ પણ પોતાનું રૂદન શરૂ કર્યું. એક સામટા લાખો નિઃશ્વાસો છૂટયા હોય તેમ અમારી પૂંઠળથી પવન ફુંકાવા લાગ્યો; તરત મને લાગ્યું, જાણે મારી ચારે તરફથી—પડખેથી, સામેથી, ઉપરથી ને પૂંઠળથી કોઈ બરફ જેવા ઠંડા નિસાસા નાખી રહ્યું છે. એ નિસાસા આવીને મારા ગાલ ઉપર, ડોક ઉપર ઠરીને બિંદુ બની ગયા હોય એવું મને લાગ્યું, પણ હાથ ઉપાડી જોવાની મારામાં હિંમત નહોતી. ઘડીક પહેલાં વળેલો પરસેવો તરત ગેબ થઈ ગયો, અને છાતીનો ધબકાર અનેક ગણો વધી ગયો.

કોઈ વિચિત્ર પંખી, ઓચિંતી ચીસ પાડી એક ઝાડ પરથી ઉડયું, ને મારા માથા પર થઇને વહી ગયું. મને થયું, મારા પગ કપાઈ ગયા છે, ને મારા ધડને અને માથાને કંઇ સંબંધ નથી.

અચાનક કંઇ અવાજ મારે કાને પડયો. પાવડો ઉપાડતાં કાશ્યપના મુખમાંથી એ શબ્દો નીકળ્યા હતા.

મારા સામું જોઇ તેઓ મને કહેતા હતા: 'અરહંતનું નામ લે.'

હું સમજી ગયો કે તેઓ મને 'શરણં'નો જાપ જપવાનું કહે છે, પણ મારું મગજ સાવ બહેર મારી ગયું હતું. મારું એકે અંગ મારા કાબૂમાં નહોતું.

છતાં હું કેવી રીતે ત્યાં ઊભો રહી શકયો તે કહી શકતો નથી. કાશ્યપ હવે આ હીન કૃત્ય પડતું મેલી મને અહીંથી લઈ ચાલે તો સારૂં એવું મને થતું હતું. એકવાર તો મને એવો વિચાર પણ આવ્યો કે એમના હાથમાંથી પાવડો કોદાળી ખૂંચવી ફેંકી દઉં.

પવનના વિચિત્ર સૂસવાટા હજી ચાલુ જ હતા. એકદમ હજારો ગળાંમાંથી વિલાપની ચિચિયારીઓ નીકળી હોય એવો સૂ સૂ સૂ કરતો પવનનો ઝપાટો આવીને મારી છાતી પર પછડાયો. તે જ પળે બંધુ

કાશ્યપે આવી મને પકડી લીધો ન હોત તો હું કપાયેલી ડાળની પેઠે જમીન પર ઢળી પડયો હોત, અને ગબડતો ગબડતો કોણ જાણે ક્યાં જઈને અફળાયો હોત; કદાચ પિસાઈને લોટ થઈ ગયો હોત.

આવા મારની સામે બંધુ કાશ્યપ કેવી રીતે ટકી શકયા એની મને તે વખતે નવાઈ લાગી.

ધીરેથી કાશ્યપ મને છેક પેલા ઝાડ નીચે લઈ ગયા. આ વખતે મારા માથા પર તેમનો હાથ હતો. હું સારી પેઠે સ્વસ્થ બની ગયો હતો.

એક અક્ષરે બોલ્યા વગર તેમણે ઇશારાથી મને ખાડામાં નજર કરવાનું કહ્યું. મેં નજર કરી: ઓળખતાં મને વાર ન લાગી. આરસના જેવી ફિક્કી મીનાક્ષી છાતીએ હાથ ભીડીને ત્યાં સૂતી હતી. એવા ગાઢ અંધારામાં પણ એના ફિક્કા હોઠના ખૂણામાં બે લાલ લોહીનાં ટીપાં ચમકતાં મેં જોયાં. હું હબકી ગયો.

બંધુ કાશ્યપે પોતાની પાસેના મંત્રશુદ્ધ જળની એક અંજલિ ભરીને શબ ઉપર છાંટી, અને કહ્યું: 'જીગરખોર નારી! સુવર્ણની અને રક્તની ભૂખી વિલાસિની! મુક્ત થા! ભગવાનની તારા પર કરૂણા હો!'

જળ છંટાતાં જ શબ વિખરાઈને ઘડીકમાં રાખ બની ગયું: ત્યાં માત્ર, સૂક્ષ્મ અસ્થિ અને રાખનો ઢગલો જ રહ્યો.

'આ તારી મીનાક્ષી! કુંવર દેવદત્તરાજ!' બંધુ કાશ્યપે રાખનો ઢગલો બતાવી મને કહ્યું. તેમના કંઠ-સ્વરમાં આવી કઠોરતા મેં અગાઉ કદી નહોતી જોઇ. 'હવે થશે ફરી એની સાથે સ્તંભતીર્થમાં મોજ માણવા જવાનુ મન?'

મેં માથું નીચું ઘાલ્યું. મારામાં જબરદસ્ત પરિવર્તન થઈ ગયું હતું.

ક્યારે અને કેવી રીતે હું વિહારમાં પાછો આવ્યો તેની મને ખબર નથી. પણ સવારે જાગ્યો ત્યારે બંધુ કાશ્યપ હસતે વદને મારી સામે ઊભા હતા. ઊઠતાં જ મેં તેમના પગમાં પડી પ્રણામ કર્યા. તેમણે મારો હાથ પકડી મને બેઠો કર્યો. પણ તે પહેલાં મારાં આંસુથી તેમના પગ ભીના થઈ ચૂક્યા હતા.

આટલા દિવસ તેની સાથે રહેલો કુંવર દેવદત્તરાજ ભિક્ષુ દેવદત્તને છોડીને હવે સદાને માટે ચાલ્યો ગયો.

તે પછી મીનાક્ષીને મેં માત્ર એક જ વખત જોઈ.

બીજી જ રાતે તે મારી પાસે આવી, અને પેલે દિવસ ચૈત્યાગારમાંથી હું બહાર નીકળ્યો ત્યારે પહેલવહેલા જે શબ્દો તેણે મને સંભળાવ્યા હતા તે જ આજે પણ કહ્યા. તે બોલી:

'અભાગી જીવ! ઓ અભાગી જીવ! આ તેં શું કર્યું? શા સારૂ તેં એ મૂર્ખ ભિક્ષુનું કહ્યું માન્યું? તને શી ખોટ હતી? તારા સુખમાં શી કમીના હતી? મેં તારું એવું શું બગાડયું હતું કે તેં મને ખોદી કાઢી મને ભસ્મ કરી નાખી? મારો આવો વિનાશ કરવાથી તને શો ફાયદો થયો? હવે મારો આ દુનિયાની અને પરદુનિયાની સાથેનો સંબંધ તૂટી ગયો છે. હું જાઉં છું, પણ તારે પસ્તાવું ન પડે એટલું જોજે!'

ધુમાડાની પેઠે તે હવામાં વિલીન થઈ ગઈ. મેં તે પછી એને ફરી જોઈ નથી.

હાય! તેના શબ્દો સાચા પડયા! મારે એક કરતાં વધારે વખત તેને માટે પસ્તાવું પડયું છે, અને હું હજી પણ પસ્તાઉં છું. મેં મારા આત્માની શાંતિ તો પ્રાપ્ત કરી, પણ તેનું મારે બહુ મોંઘું મૂલ ચૂકવવું પડયું. નારીના પ્રેમ કરતાં ઈશ્વરનો પ્રેમ અતિ અતિ મોટી ચીજ હોય એવું મને નથી લાગતું.

મારી યુવાવસ્થાની આ કહાણી છે. એ કહ્યા પછી મારે તને એટલી જ શીખામણ આપવાની છે કે ભાઇ, હમેશાં નીચું જોઇને ચાલજે, કદી સ્ત્રીની સામે ઊંચી આંખ કરીને જોતો નહિ. નહિ તો, તું ગમે તેવો નિશ્ચલ અને સાબુત મનનો હોઈશ તો પણ ભોંય ભેગો થઈ જઈશ.

# અમારા પ્રકાશનો

## રાજકારણ

| | | |
|---|---|---|
| ચલો દિલ્હી | સોપાન | ૫-૪-૦ |
| મહાસભાના મહારથીઓ ભાગ ૧-૨-૩ સાથે | મધુકર-રાંદેરિયા | ૫-૦-૦ |
| અગ્નિપરીક્ષાને અંતે | સોપાન | ૩-૮-૦ |
| સુભાષબાબુના લેખો અને પ્રવચનો | ,, | ૩-૦-૦ |
| આસામ | ,, | ૦-૮-૦ |
| સરહદ | ,, | ૦-૮-૦ |
| સિંધ | ,, | ૦-૮-૦ |
| પાકીસ્તાનના પાંચ પ્રાંતો | ,, | ૩-૦-૦ |

## ચિંતન

| | | |
|---|---|---|
| પ્રેમ અને પુરુષાર્થ | સોપાન | ૭-૮-૦ |
| લગ્ન એક સમસ્યા | ,, | ૨-૮-૦ |
| લગ્ન સાધના | ,, | ૨-૮-૦ |
| જાતીય રોગો | સત્યકામ | ૧-૬-૦ |
| પ્રણયસૃષ્ટિનાં પાત્રો | ભો. ગાંધી | ૩-૦-૦ |

## પ્રકીર્ણ

| | | |
|---|---|---|
| કળીઓ અને કુસુમો | વૈશંપાયન | ૧-૮-૦ |
| સાંદીપનિનાં રેખાચિત્રો | રમણિક અરાલવાળા | ૨-૮-૦ |
| આરામ ખુરશીએથી | કૃ. મહેતા | ૩-૪-૦ |
| ગોમતીચક્ર | ઈન્દુલાલ ગાંધી | ૨-૪-૦ |

## બાળોપયોગી

| | |
|---|---|
| ભગવાનની ભેટ | ૦-૧૦-૦ |
| પ્રેમમૂર્તિ કસ્તુરબા | ૦-૬-૦ |
| પલ્લવી | ૦-૧૦-૦ |
| વનવગડાની વાતો | ૦-૯-૦ |
| રસપોળી | ૦-૬-૦ |
| બાલ ગુંજાર | ૦-૫-૦ |
| પંદર દિવસનો પ્રવાસ | ૦-૧૦-૦ |

**મેળવવાનું મુખ્ય સ્થળ**

## જીવન સાહિત્ય મંદિર

૪૦૪, કાલબાદેવીરોડ, . . . મુંબઈ ૨
ગાંધીરોડ, . . . . . અમદાવાદ

LORDKIN PRINTERY, AHMEDABAD.